5000

# જરથોસ્તીઓ માટે બંદગી કરવા લાયક કલામ તે પાક અવસ્તાજ છે.

દસ્તુર સાહેબોનાં મતો, ઈ૰, વધારા સહીત.

કર્તા — મ

[ આવૃતી બીજી. ]




પ્રગટ કરનારા—દી૰ અરદેશરની કું૰

નં૰ ૧૮, ધોબીતલાવ, મુંબઈ.

કીંમત—આના ત્રણ.

સને ૧૨૬૪ યઝદેઝરદી—૧૮૯૫, ઈસાવી.

મુંબઈ: "તત્વવિવેચક" છાપખાનામાં છાપ્યું છે.

5000

# જરથોસ્તીઓ માટે બંદગી કરવા લાયક કલામ તે પાક અવસ્તાજ છે.

દસ્તુર સાહેબોનાં મતો, ઈ૦, વધારા સહીત.

કર્તા — પ

[ આવૃતી બીજી. ]




પ્રગટ કરનારા—દી૦ અરદેશરની કું૦

નં. ૧૮, ધોબીતલાવ, મુંબઈ.

કીંમત—આના ત્રણ.

સને ૧૨૬૪ યઝદેઝરદી—૧૮૯૫, ઈસવી.

મુંબઈ: "તત્વવિવેચક" છાપખાનામાં છાપ્યું છે.

# ખોલાસો.

આ ચોપાન્યાંની પેહેલા આવૃતી બાહર પડયા પછી તરતજ ખપી ગઇ હતી, અને તેની નકલો હમણાં મળી શકતી નહી હોવાને લીધે અમે તેને ફરીથી પ્રગટ કરીએ છીએ. ધર્મને લગતા બાજા કોઇપણ સવાલ કરતાં બંદગી-નો આ સવાલ જરથોસ્તીઓને માટે ઘણી વધારે અગત ધરાવેછે, કારણકે તે જરથોસ્તી ધર્મની પાકીજેહ હસ્તી સાથે ફકત મોટી નીસબત રાખેછે એટ-લુંજ નથી, પણ ખુદ પારસી કોમની, જરથોસ્તી તરીકેની સ્વતંત્ર અને ઉંચી ઓળખવાળી તેમજ માનભરી, હસ્તી સાથે અતલગનો સંબંધ રાખેછે. આ અને એવી ઘણીક અગતની બીનાઓ વીશે આ ચોપાન્યાંમધે મક્રમ શબ્દોમાં વાજબી લખાણ કીધેલું જોવામાં આવશે, કે જે જોકે ટુકું તોપણ સંતોશકારક ખોલાસો આપે એટલું ખોલ્લું છે. મજદયસ્ની-બંદગી વીશે જે કોઈ જરથોસ્તી હવેપછી પુરતી વાકિફી તથા ખરો સારાંશ એકી વખતે મેળવવા માગે તેને આ લખાણ ખરે રસ્તે લઇજનાર એક ભોમીયા જેટલું ઉપયોગી જણાશે.

**વધારા** તરીક અસલ ચોપાન્યાં માટે જાણીતા દસ્તુર સાહેબોએ આપેલા અભીપ્રાય આપવા ઉપરાંત **રાહે-રોશન**માં બંદગીની બાબત ઉપર પ્રગટ થયલું કેટલુંક લખાણ પણ આપ્યું છે; અને તે એવા ઈરાદાથી કે એ સવાલને લગતા સઘળા મુખ્ય વાંધાના જવાબો એકઠા જળવાઈ રહે.

સઘળા વર્ગના દીનદાર હમદીનોને આ ચોપાન્યું ખરીદવાને બને એટલા વાસ્તે તેની કીંમત માત્ર ત્રણ આના રાખીછે.

રોજ દાદાર **હોરમઝદ**, માહ બેહમન, અમશાસ્પંદ, ૧૨૬૪ યઝદેઝરદી.

**દી. અરદેશરની કું૦,**
પ્રગટ કરનારા.

પાક માંથ્રવાણીના બચાવ માટે

બારસો પચાસ વરસ ઉપર

જે

ધર્મચુસ્ત મજદયસ્નાનોએ

પોતાનું વહાલું વતન તજયું,

માલમીલકત અને દોલતનો ભોગ આપ્યો,

સ્વદેશનાં સુખો ખોહી પરદેશનાં દુખો ઉઠાવ્યાં,

તે

દીનદાર નરનારીઓનાં અશોફરોહરોને

આ ન્હાનું ચોપાન્યું

હજારો હજાર આફ્રીન અને નમન સાથે,

તથા

"અશોનામ વંઘુહીશ સુરાઓ સ્પેન્તાઓ ફ્રવશયો યઝમઇદે"

ના પવિત્ર કલામોની આરાધના સાથે

અર્પણ કીધું છે.

નેમો અહુરાઇ મઝદાઇ.........નેમો ઝરથુસ્ત્રહે સ્પિતામહે અશોનો ફ્રવશીએ.

---

# પેહેલી આવૃતીનો દીબાચો.

---

પાક યઝદાંના નામની તથા પેગમ્બર અશો જરથોસ્તનાં અશો ફ્રેરોહરની ભલી યાદ સાથે હરેક કામની શરૂઆત કરવાનો અસલી મઝદયસ્ની તરીકો છે, અને તે મુજબ જરથો-સ્તીઓએ હમેશ અમલ કરતા રેહેવું લાયક છે. જેમ આજના રાજભકતીના રવઇયામાં રાજકર્તાની યાદને વફાદારી સમજવામાં આવે છે, તેમ ઉપલા પુરાતન, સ્તુતીપાત્ર નીયમમાં દીનદારી તેમજ યકીનદારી સમાયલી છે.

આ ચોપાન્યાંની મુખ્ય મતલબ બંદગીને લગતી તકરારમાં રજુ થયલા મુખ્ય વાંધાનો જવાબ આપવાનીજ હોવાથી, માત્ર તેના રદીઆ આપીને હાલતરત સંતોશ ધરવામાં આવ્યો છે. પણ એ ઉપરથી કોઈ તરફથી એવું વિચારવામાં નહીં આવશે કે અવસ્તા બંદગીની તરફેણ જે સઘળું કેહેવાઇ શકાય તે કેહેવામાં આવ્યું છે. એ બાબતને લગતા ઘણાક સીધા દાખલા દલીલોનો અતરે ઉપયોગ કરવાની અગત જણાઇ નથી.

પ્રગટ કરનારાઓએ કમાઇ કરવાની મતલબ રાખી નથી, પણ ઉલટું ગીરોથી ખરચ કરવાની પોતાની ફરજ વિચારી છે. એ ચોપાન્યાંની કીમત એટલી નજીવી છે કે ગરીબમાં ગરીબ જરથોસ્તીને પણ ખરીદવાને સવલ પડે..........

---



# જરથોસ્તીઓ માટે બંદગી કરવા લાયક કલામ તે પાક અવસ્તાજ છે.

[ અવસ્તા. ]

**તેમ આઝુતોઇશ અહુરો માંથ્રેમ તશદ અશા હુઝોશો.** (યજશ્નેે–હા ૨૯, ક૦ ૭)

**(અર્થ)**—અહુરે અશની સાથે મળીને આબાદી આપનાર આ માંથ્ર બનાવ્યા.

**નઝબયંઘ્રુહ તુ ઝરથુસ્ત્ર ફ્રવશીમ મન તે અહુરહે મઝદાઓ.... યેંઘહે ઉર્વ માંથ્રો સ્પેન્તો.**—(વંદીદાદ, ફરગરદ ૧૯).

**(અર્થ)**—ઓ ઝરથુસ્ત્ર, હું જે અહુરમઝદ છું તેની ફ્રવશીને પઢતો રહે....કે જેનું રવાન વૃદ્ધી કરનાર માંથ્ર છે.

**ઉશી અહુરહે મઝદાઓ યજમઇદે દરેથ્રાઈ માંથ્રહે સ્પેન્તહે;**
**ખ્રતુમ અહુરહે મઝદાઓ યજમઇદે મરેથ્રાઈ માંથ્રહે સ્પેન્તહે;**
**હીઝવામ અહુરહે મઝદાઓ યજમઇદે ફ્રવાકાઈ માંથ્રહે સ્પેન્તહે.**

(હોરમજદ યશ્ત.)

**(અર્થ)**—માંથ્ર સ્પેન્તને સમજવાને હોરમજદની હુશીઆરીને અમો વખાણીએ છીએ; માંથ્ર સ્પેન્તને યાદ કરવા માટે હોરમજદની અકલને અમો વખાણીએ છીએ; માંથ્ર સ્પેન્તને ભણવાને માટે હોરમજદની જબાનને અમો વખાણીએ છીએ.

---

[ બંદગીને લગતો સવાલ હજી ચરચાતો હોવાથી, એ સવાલનો ટુંકમાં પણ ઘટતી દલીલો સહીત શંતોશકારક ફડચો કરનાર જે ચોપાન્યું માર્ચ ૧૮૮૯ ઇસવીમાં છપાઇ બાહર પડયું હતું, અને જેનું નામ જરથોસ્તીઓ માટે બંદગી કરવાલાયક કલામ તે પાક અવસ્તાજ છે, તે હાલ મળી શકતું નહી હોવાથી તેને ફરી પ્રગટ કરવાની ઘણી તરફથી ખાહેશ બતાવવામાં આવતી હોવાથી અતરે તેને સદાબરૂ છાપવાની અગત જોઈએ છીએ. એ લખાણમાં તકરારને અનુસરતા સીધા જવાબો, લાગુ પડતા દાખલા તથા વાંધાના બંધબેસ્તા રદીયા હોવાથી તે હરકોઈ વિચારવંત અને પ્રમાણીક જરથોસ્તીને ખાતરજમાભરેલું લાગ્યા વિના રહેશે નહીં

એવું અમે માનીએ છીએ. વળી, અમે ખુશી છીએ કે એ ચોપાન્યાંના કર્તાને મળેલા દસ્તુરોના અભિપ્રાય પણ આ અંક મધે આપવાને અમે શક્તિવાન થયા છીએ. અવસ્તા-બંદગી તથા બીજી ધર્મસંબંધી અગતની બાબતોમાં સઘળા જાણીતા દસ્તુરો એકમત છે તે બીના સર્વે દીનચુસ્ત જરથોસ્તીઓને તેમજ દસ્તુર-વર્ગના ખેરખાહોને ખુશી કરશે. ]:—

## જરથોસ્તીઓ માટે બંદગી કરવા લાયક કલામ તે પાક અવસ્તાજ છે.

અવસ્તાના પેગમ્બરી કલામ કેવા ઉત્તમ, કેવા એજમતી, તથા કેવા ભેદી અને સ્તુતિલાયક છે, તેની ગવાહી એક નહીં પણ અનેક ઠેકાણે ધર્મપુસ્તક ખોલ્લી રીતે આપે છે. **યજશને** કે વંદીદાદ, યશ્ત કે ન્યાયશ—એ સર્વેમાં માંથ્રવાણીની ખુબી તથા અગત જાહેર કીધેલી છે, અને તેની અનેકરૂપે વખાણ કીધેલી જોવામાં આવેછે. પણ એ બીના બંદગીને લગતી હાલની તકરારથી વેગલી જવાને લીધે હાલતરત મોકુફ રાખી, જે વાંધા ઉઠાવવામાં આવ્યાછે તેનો રદીઓ આપવાની માત્ર અહીં ધારણા રાખી છે. તોપણ **અહુરમઝદ યશ્તનો** જે ફકરો શરૂઆતમાં ટાંકયો છે તે ઉપર દરેક જરથોસ્તીનું ખાસ ધ્યાન ખેંચીશું. જે માંથ્રવાણીની પુખ્ત સમજ અને જ્ઞાન માટે હોરમઝદી દરજજેની હુશીઆરી (હોશ) જોઇએ, તેમજ હોરમઝદી અક્કલ સમાન ચાળાક અને તેજસ્વી મનશકતી તથા મહા બળવાન બુદ્ધી જોઇએ, જે માંથ્રવાણીના રાહત આપનાર કલામો પઢવા માટે યઝદી દરજ્જેની ચપળ, નેક જબાન જોઇએ, તે ખોદાઇ વાણી કેટલી ઉત્તમ, કેટલી ભેદી, કેટલી એજમતી હોવી જોઇએ—બંદગી તરીકે કેટલી લાયક, કેટલી જરૂરની અને કેટલી ફાયદામંદ હોવી જોઇએ વારૂં? માંથ્રવાણીની ચમત્કારીક શકતી તથા એજમતી ગુણોનું વર્ણન **અરદીબેહસ્ત યશ્ત** આપે છે, જે એટલું સ્પષ્ટ છે કે ખોદાશનાસીનું ઉપર ટપકેનું જ્ઞાન ધરાવનાર વિદ્યાર્થી પણ સમજી શકે. વળી **માંથ્ર સ્પેન્ત** ખુદ અહુરમઝદની હસ્તી સાથે કેવો નજદીકનો સંબંધ રાખે છે તે **ફરવરદીન યશ્ત**માંનો આ દેખીતો ખુલો, પણ ઉંડા અર્થનો ફકરો દેખાડે છે:—

**વીસ્પનાંમચ આઓંઘામ પઓએરીનાંમ્ચ ફ્રવશેનાંમ એદ યજમઇદે, ફ્રવશીમ એવાંમ યાંમ અહુરહે મઝદાઓ મઝીશ્તાંમચ, વહીશતાંમચ શ્રએસ્તાંમચ ખ્રઓઝદીશ્તાંમચ, ખ્રશ્વીશ્તાંમચ, હુકેરેપતાંમચ અશાત અપનો તેમાંમચ, યેંઘહે ઉર્વ માંથ્રો સ્પેન્તો અઓરૂશો રઓક્ષનો ફ્રાદરેસરો......**(ફરવરદીન યશ્ત, કરદો ૨૨ મો.)

"તમાંમ પેહલી (યાને પુરાતન કાળની અથવા મોટા દરજ્જાના લોકોની) ફ્રવશીઓને **અમે આરાધીએ છીએ.** ઘણીજ બુલંદ, ઉત્તમ, ઘણીજ સોહામણી, ઘણીજ મજબુત, ઘણીજ બુદ્ધિમાન, સરસ બાંધાની, અશોઇમાં ઘણીજ બુલંદ અહુરમઝદની ફ્રવશીને અમે આરાધીએ છીએ; **જેનો આત્મા ચલકાટમંદ, રોશનીવાલો, દુરથી પ્રકાશીત માંથ્ર સ્પેન્ત છે.** ......(હાર્લેનો ગુ૦ તરજુમો.)

Of all those ancient Fravashis, we worship the Fravashi of Ahura-Mazda; who is the greatest, the best, the fairest, the most solid, the wisest, the finest of body and supreme in holiness; *whose soul is the Mathra Spenta,* who is white, shining, seen afar." . . . (ડારમસ્ટેટ.)

માંથ્રવાણી ચાલુ રાખવાની દરેક જરથોસ્તીની કેટલી મોટી ફરજ છે, અને તેને ચાલુ રાખવાનું કામ કેવું સવાબવંતુ છે, તે વીસ્પરદના નીચે ટાંકેલા અવસ્તા ઉપરથી સાફ જણાઈ આવેછે:—

**અહુમીઅ ઝોથ્ર બરેસ્મનચ રથવાંમ ફ્રમેરેતારેમ આઇયેસે યેસ્તે યેમ નરેમ અશ્અનેમ દદરાનેમ હુમતેમચ મનો હુખ્તેમચ વચો હુઅરેસ્તેમચ શીઓથનેમ સપેંતામચા આરમેતીમ દરેતેમ ઇયો માંથ્રો સોશીઅંતો યેંઘે શીઓથનાયેશ ગેથાઓ અશા ફ્રાદેંતે.**—(વીસ્પરદ, કરદો બીજો, ફકરો ૫ મો.)

“આ જોર તથા બરસમે કરી સરદારોની આરાધના કરનાર અશો મરદ જે નેક વીચારેલા વીચારને, નેક બોલેલા સખુનને, તથા નેક કીધેલાં કામને મજબુત પકડનારો, તથા જે આબાદી કરનાર સભ્યતા (અથવા તાબેદારી) ને તથા સોશીઅંતોના માંથ્રને માન આપનાર (એવી સીફતવાળા અશો મરદને) ઇજશ્નેમાં હું યાદ કરૂં છું, જેનાં કામથી પવિત્રાઇની મારફતે મુલુકો (અથવા દુનિયાં) આબાદ થાય છે.” (એ૦ કા૦ કાંગાનો તરજુમો.)

“And in this Zaothra with this Baresman I desire to approach the man, who recites the ritual rites with my praise, *who is maintaining thus* the thought well thought, and the word well spoken, and the deed well done, and Piety the bountiful *even him who maintains the Máthra of the Saoshyant*, by whose actions the settlements are advanced in the righteous order.” (રેવરંડ આર. એચ. મીલ્સ.)

બેશક પવીત્ર અવસ્તા જેવી મીનોઈ વાણી તથા પેગમબરી કલામોમાંજ જરથોસ્તીપણું સમાયલું છે; અને આટલું જાણ્યા પછી, માંથ્રવાણી છોડી દેવાની સીધી કે આડકતરી સુચના જેવી ધીક્કારવાલાયક દીનદુશમની કોઇબી ખરો પારસી બચ્ચો કરશે નહીં એવી આપણે આશા રાખશું.

---

પારસી ટોળાંમાં થોડુંક થયું જે એક ચરચા ચાલી રહી છે તે એ છે કે, અવસ્તાને બદલે ચાલુ ગુજરાતી ભાષામાં બંદગી કાંય નહીં કરવી? આ બાબદ બહુ નાજુક છે; અને તે ધીરજથી ઊંડો વિચાર કીધા પછીજ હાથ ધરવી જોઇએ.

## બંદગી એટલે શું?

બંદગી કેઈ ભાષામાં થવી જોઇએ તે નકી કર્યા પેહેલાં “બંદગી એટલે શું?” તે જાણવાની અગત છે. જેઓ એમ કેહેતા હોય કે બંદગી સમજી શકાય તેવી ભાષામાં થવી જોઇએ, અથવા સમજ નહીં પડે એવી ભાષામાં નહીં થવી જોઈએ, તેઓએ એવી તકરાર ઉઠાવ્યા આગમચ, બંદગી એટલે શું?—બંદગીની અગત શી, અને કેટલી?—તથા બંદગી કોણની કરવી જોઇએ?—તે દાખલા દલીલ સાથે જણાવવું જોઇએ. કારણકે એ મૂળ સવાલોનો પુખ્ત અને પુરતો ખોલાસો તેઓ તરફથી થયા આગમચ “બંદગી સમજીને કરવી જોઇએ” એવા કોઇ આડકતરા સવાલ ઉપર ચરચા ચલાવવી તે જેને “ધડ પુછડાં વગરની તકરાર” કહે છે તેવી થઈ પડે છે. આ જાતના “ચોર્યાસીના ફેરા” ફરવાની ફોકટ વેહથી કાંઇ પણ ફાયદો થવાની આશા રાખવી નકામી છે. ઉપર પુછેલા સવાલોનો જવાબ મળે ત્યાંસુધી ખોટી રેહેવા કરતાં આપણે આગળ ચાલીશું.

## શું અવસ્તા સમજી શકાય એવા નથી?

પારસીઓનો એક નાનો ભાગ એવું માને છે કે બુદ્ધિબળ અને મનશકિતમાં આજના પારસીઓ તેઓના વડવાઓ કરતાં વધારે ચઢીયાતા છે. હમણા તેઓ ઇંગ્રેજી, ફ્રેંચ, જરમન, લૅટીન, અને સંસ્કૃત જેવી ભાષાઓ શીખી શકેછે, અને એવી કેળવણી ખીલવવા માટે કેટલીક મંડળીઓ પણ સ્થાપવામાં આવીછે. આ સઘળું ખીલતી મનશકિતની નીશાની ગણાય છે. પણ તેજ વેળા જો એવું કેહેવામાં આવે કે તેઓ અવસ્તા ભાષા શીખવાને અશક્ત છે, તો તેઓનાં બુદ્ધિબળ અને મનશકિત જેવાં ઉંચાં તેઓ ગણે છે તેવાં ગણાય નહીં, અને તેમનો સુધારો પોકળ ગણાય. **અવસ્તા જો સમજવે કઠણ કે ભેદી હોય તો તેના રચનાર તેમજ સમજનાર મનશકિત અને બુદ્ધીબળમાં આજના પારસીઓ કરતાં વધારે બળવાન હોવા જોઇએ;** અને તેથી, કંઇજ નહીં તો **ધર્મ સંબંધી બાબતમાં, તેઓની બરોબરી કરવાને આપણે હમણા અશકત છીએ એવું** પ્રમાણીકપણે આપણે કબુલ કરવું જોઇએ: અને એમ કબુલ કરવું તે આપણા માનવંત નયાગાનોની મનશકિત અને જ્ઞાનથી આપણે હજી કેટલા ઉતરતા છીએ તે કબુલ કરવા બરોબર છે. પણ **જો અવસ્તા સમજી શકાય એવા છે** એમ કબુલ રાખવામાં આવે, **તો પછી ગુજરાતીમાં બંદગી કરવાની જરૂર આપોઆપ હવામાં ગેબ થઈ જાય છે.** જો, કદાચ, એવી તકરાર લાવવામાં આવે કે 'અવસ્તા ભાષા' સમજાય એવી તો છે, પણ દરેક પારસી તેના પકા અભ્યાસ વગર સમજી શકે નહીં, તો દેખીતું છે કે મેહનત કે કોશેશ કીધા વગર એમ કેહેવું વાજબી નથી કે "અવસ્તા ભાષા સમજ પડે એવી નથી." મેહનત વગર કઈ ચીજ મળી શકે છે? અરધી સદીની વાત ઉપર તેમનું એ બાહાનું કદાચ વજનદાર ગણી શકાતે; આજે તેમ ગણાય નહીં. કારણકે આજે તેઓ કોઇ પણ ભાષા શીખવાની લાયકાત ધરાવતા પોતાને કેહેવાડે છે. વળી તેઓના કેહવા મુજબ "કંપેરેટીવ ફાઇલોલોજી" (જબાનશનાસી) જેવી "ચાવી"એ અવસ્તા જાણવાની તેઓને મોટી સેહેલાઇ કરી આપી છે. ત્યારે ખોટી શાની? આપણે જાણીએ છીએ કે અવસ્તાનાં ઘણાક ભેદી લખાંણો ભાષાશાસ્ત્રીઓ અથવા જબાનશનાસીના અભ્યાસીઓ હજી સમજી શકતા નથી, કે જે ખોદાશનાસીના અભ્યાસથી બેશક સમજી શકાય. આ બેઉ મેદાનોમાં જાતે મેહનત કીધા વગર ઘરમાં બેસી એમ કેહેવા નીકળવું કે "અવસ્તા ભાષા સમજી શકાતી નથી" તે વાજબી ગણાયજ નહીં. હાલ ધર્મની બાબદમાં જે બેઢંગા વિચાર કે મત બાંધવામાં આવેછે તે અધુરી તપાસનું, અને ઘણી વાર અજ્ઞાન-પણાનું, પરીણામ છે. દુનીઆદારીની મજાહ કે જંજાલોમાંથી કલાક કે અરધો કલાક ફુરસદ મળે તે પણ આજે તો "હવા ખાવા" કે કોઇ બીજાં મનને ગમત આપનારાં સાધન તરફ રોકવાની જરૂર સમજવામાં આવેછે. અને તેથી અવસ્તાના તરજુમાની એકાદ ચોપડી જો ભાગચોઘડીએ થોડીક મીનીટ હાથમાં લીધી તો કેવોક મોટો ભોગ આપ્યો હોય તેમ દેખાડવામાં આવેછે. "નહી સમજાતી" ભાષા વીશે વાંધો લેનારાઓનો આવી કીસમનો અવસ્તાનો ખંતી અભ્યાસ તેમજ અથાગ મેહનતની શોધ હોય છે! એવા નાંમના અભ્યાસ અને શોધખોળનું પરીણામ ખાલી બકબકારા સીવાય વળી બીજું તે શું હોય?

મનની વળણને નીચ ખવાસો ઉપર ઉતારનારાં સાધનો અને વાંચણો માટે પારસી ટોલામાં આજે જેટલી જાનફેશાની કરવામાંઆવે છે, જેટલો વખત અને જેટલો પૈસો આજે તે ઉપર કુરબાન કરવામાં આવે છે, તેનાં અરધાંજ પ્રમાણમાં જો અવસ્તા સમજવા પાછળ, અને

ધરમ ઉપર અમલ કરવા પાછળ વખત અને પૈસો બેઉ ખરચાય તો પારસીઓ માટે જે અનેક ફરીયાદો આજે ઉઠી રહી છે તે જનમ પામે નહીં. માણસનું મન જેટલાં પ્રમાણમાં સ્વચ્છ, મજબુત અને એકચીત હોય તેટલાં પ્રમાણમાં મીનોઈ હસ્તી ખ્યાલમાં લાવી શકાય; અને એટલામાટે અવસ્તા સરખાં મેદી લખાણ તેટલા પ્રમાણમાં સમજી શકાય. જેમ મન વધારે સ્વચ્છ, કરણી નેક, અને ઇચ્છા જોરાવર, તેમ કુદરતની મોટાઈ વધારે સ્પષ્ટપણે દેખાય છે; પણ જેટલું મન મેલું તથા નબળું તેટલી કુદરતની મોટાઈ ઝાંખી દેખાય છે.

યુરોપ્યન વિદ્વાનો અવસ્તાના તરજુમા કરવામાં જુદા પડે છે તેનાં અનેક કારણો છે, કે જેમાં આ બે મુખ્ય છે: એક તો યુરોપમાં **ઇલમે ઈલાહી** જેવી ઉંચી વિદ્યાની હસ્તીજ નહીં મળે; અને બીજું એ કે દરેક વિદ્વાન પોતપોતાની કેળવણી, સમજશકિત, અને ખ્રીસ્તી તરીકે આગમચથી બાંધેલાં મતને ઘણે દરજજે વલગી રેહે છે. અવસ્તાના તરજુમા કોઈ પણ જાતની તાસુબી વગર જો કરવામાં આવે તો ઘણાક ગુચવાડા જલદીથી દુર થાય.

## સુધરેલું "શીઓલૉથ"—પોતાના અજ્ઞાનપણાં માટે અવસ્તાને શીક્ષા!

જેઓ કહેછે કે બંદગી "સમજી" ને કરવી જોઇએ તેઓને આપણે પુછીશું કે તેમ કરતાં તેમને આડા હાથ કોણ કરેછે? અવસ્તા બંદગી સમજીને કરવામાં આવે તો ઓર બેહેતર. અવસ્તા-ઓ-ઝંદનું જ્ઞાન મેળવવાના આજે ઘણાક રસ્તા મોકળા છે, અને આગળ કરતાં સગવડ પણ વધતી છે. જે લોકો પારકી ભાષા શીખવા પછવાડે જેટલી મેહેનત અને વખતનો ભોગ આપે છે તેટલી મેહનત અને વખતનો જો માત્ર અરધો ભાગ—અરધો નહીં તો પા ભાગ પણ—પોતાની અસલી માનવંત ધર્મ-ભાષાનું જ્ઞાન મેળવવા માટે આપે તો, બંદગીની ભાષા વીશે કંઈ પણ ફરીયાદ કરવાનું કે નજીવાં બહાનાં કાઢવાનું કારણ તેમને રેહે નહીં. પણ પોતાની સર્વથી પેહેલી અને ખાસ ફરજ ભુલવાનો વાંક કરનારા ખુદ પોતાની આળસાઇ અથવા પોતાની કમશકતીનો દોશ પુરાતન, પવીત્ર ધર્મ-કલામ ઉપર ઢોલવવા નીકળ્યા છે! જે વખત તેઓએ પોતાનું દલગીરીભરેલું અજ્ઞાનપણુ દુર કરવામાં રોકવો જોઇએ, જે પવિત્ર ફરજ અત્યારસુધી નહીં બજાવવા માટે શરમથી નીચી ડોકે ગુપચુપ બેસવું જોઇએ. અને એવી ઠપકાલાયક હાલત ભવીષ્યમાં ચાલુ નહીં રેહે તે માટે ઉપાય શોધતા રહેવું જોઇએ, તે વખત લાંબાં લાંબાં વગર અર્થનાં લખાણો કરવામાં ગુમાવી નાંખી એક નઠારા વાંકમાં બીજાનો ઉમેરો કરવા જેવું કરે છે. પોતાનાં અજ્ઞાનપણાં માટે જે સાહેબો અવસ્તાને બાજુએ નાંખવા જેવી વિચીત્ર તેમજ અવિચારી કોશેશ કરેછે તેઓ આ બાબદમાં એક આળસુ અથવા બુદ્ધિહીણ શીખાઉ કરતાં વધારે અકલપસંદ તકરાર કરતા દીસતા નથી. એક આળસુ અથવા ઠોઠ છોકરો પોતાનો પાઠ શીખવાની મેહેનત અને કોશેશ કરવાને બદલે જો એમ કહે કે 'ભુમીતી' અંગ્રેજી ભાષામાં લખાયલી હોવાથી સમજ પડતી નથી. માટે તેને બદલે ગુજરાતીમાં સમજ પડે એવાં ચીત્રોવાલી કાહાની કીસ્સા કે વારતાની ચોપડી ચલાવવી: અથવા, ભૂગોળ શીખવાને તેનાથી બનતું નથી માટે તેના ઘર તથા રમવાની જગાની સેહેલી અને સમજ પડતી "ભૂગોળ" દાખલ કરવી, તો એવી શોખાઈ-ભરેલી માંગણીનો કેવો સરોપાવ તેનો શીક્ષક આપે તે સમજવું કઠણ નથી. પણ જે જાતના વાંધા નજીવી જેવી બાબતોમાં નાદાનીભરેલા ઠરે તેજ જાતના વાંધા બંદગી સરખી ગંભીર બાબતમાં વજનદાર તકરારનાં સઘલાં ડોળ સાથે આજે પસાર થઇ જવા પામે છે! પણ જમાનાની તાસીર ઓર હોય છે. બંદગી ગુજરાતીમાં કરીએ તોજ સમજીને કીધેલી કેહવાય એવી બેહુદી વાતને એક કોરે રહેવા દઇ અહીં આટલુંજ જણાવીશું કે--જેઓ માનતા હોય કે

શબ્દોના અર્થ જાણ્યા વગર બંદગી કીધેલી ખપની નહી, તેઓએ અવસ્તા ભાષા શીખવાની પોતાની ખાસ અને પવીત્ર ફરજ સમજવી જોઇએ.

## શું ગુજરાતી ભાષામાં બંદગી કરવાથી ખોદાઈજ્ઞાન કે નીતીમાં વધારો થશે?

મુકાબલાથી જો આપણે તપાસ કરશું તો માલમ પડશે કે જે પ્રજા વેહેવારૂ ભાષામાં બંદગી કરેછે તે પ્રજા ધર્મ-ભાષામાં બંદગી કરનારી પ્રજા સાથ નીતિમાં કે ઇશ્વરજ્ઞાનમાં બરોબરી કરી શકી હોય એવું જણાયું નથી. કોઇક "સુધારા" ના સાથીને એ વાત કદાપી આશ્ચર્યકારક લાગે, તોપણ એ ખરી અને જાણીતી બીના છે. સમજ પડે એવી ભાષામાં બંદગી કરનાર ખ્રીસ્તી પ્રજાઓ નીતિમાં કેટલી ઉતરતી છે તે દેખાડવાને અહીં માત્ર ખ્રીસ્તી વિચારવંતોનાંજ મત ટાંકીશું. "ફોર્ટનાઇટલી રીવ્યુ" ના અકટોબર ૧૮૮૮ ના અંકમાં કેનન ટેલર કહેછે કે "ક્રીસચ્યાનીટી પોતેજ જાત જાતો વચેની માંહોમાહેની કડવી દુશમનાઇથી રોગીષ્ટ થયલી છે, અને છાકટપણું, બદફેલી, અને ભયંકર સંસારી બદીઓ ક્રીસ્ચીયન પ્રજાઓમાં ખોલા આકારમાં માલમ પડે છે; જ્યાંસુધી ક્રીસચયાનીટીની એવી હાલત બીજા ધરમનાં લોકો આગલ રજુ થશે, ત્યાંસુધી આપણે તેઓને વટલાવવાને નીષ્ફળ થઇશું." એક બીજા ઇંગ્રેજ ધર્મગુરનું મત એજ ચોપાન્યાંના ડીસેંબર મહીનાના અંકમાં આ પ્રમાણે મળે છે:—"ભયંકર નીષ્ફળતા અને હેબતનાક કલંકોની ખબરો પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ તરફથી આવે છે. આપણા મીત્રો આપણી જેટલી ખામીઓ જાણેછે તેટલી જો આપણા દુશમનો જાણે તો, આપણે ક્યાં ઉભા રહીએ?" વળી હરબર્ટ સ્પેન્સર "ફોર્ટનાઇટલી"ના એક અંકમાં જણાવેછે કે "પશ્ચિમ તરફની પ્રજાઓ, જેઓને ક્રીસ્ચીયન કેહેવામાં આવે છે, તેઓ જયારે સદ્ગુણો વિષે મોહોડે બોલી જાણે છે, ત્યારે પૂર્વ તરફના દેશોની થોડીક જાતો, જેને મૂર્તિપુજક કહેવામાં આવે છે, તેઓ તેવા સદગુણ ઉપર અમલ કરતી રહે છે. યુરોપ્યનો જ્યારે નીચ જંગલી જાતો માફક કીનાથી લોહીના તરસ્યા રહે છે, ત્યારે કેટલાક 'લેપશા' જેવા હિંદુસ્તાનના સાદા પાહાડી લોકો, પોતાને દુઃખ દેનારને દરગુજર કરવાની અજબ શક્તિ ધરાવે છે." વળી એજ લખનાર જણાવે છે કે હિંદુસ્તાનની પાહાડી જાતોમાં કેટલીક એવી સચાઇથી વરતનારી છે કે તેવી કયે જોવામાં આવી નથી; ગુનાહ અને ગુનાહો માટે રાખવા પડતા અમલદારો તો તેઓમાં નહીં જેવા છે; તેઓ અજાયબ જેવા પ્રમાણીક છે; જેમ બોલવામાં પ્રમાણીક અને સાચા છે તેમ કામકાજમાં પણ છે. અને એ ઉપરથી તે એવાં અનુમાન ઉપર આવે છે કે "અંતઃકરણની લાગણીના બાબમાં આ નહીં સુધરેલા લોકો યુરોપયનો કરતાં ચઢીયાતા છે."

એવાં મતો જોઇએ એટલાં ટાંકી શકાય, પણ તેમ કરવાની જરૂર નથી. હવે એ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે વેહેવારૂ ભાષામાં બંદગી કરનારી પ્રજા તેમ નહીં કરનાર બીજી પ્રજાઓથી નીતિમાં કે બીજા ઘણા સદગુણોમાં ચઢતી નથી. ગુજરાતીમાં બંદગી કરવાની હીમાયત કરનાર પારસી ભાઇઓથી કદાચ આ વાત અજાણી નહીં હશે કે, હિંદુસ્થાનમાં પોલીસનો કારોબાર ઇંગ્લાંડનાં જેવો નથી; સાધારણ કાયદાથી પણ લોકોનો મોટો ભાગ અજ્ઞાન છે; તેમજ પ્રજાનો મોટો ભાગ બહુ દલીદ્ર હાલતમાં પોતાની જીંદગી ગુજારે છે,—એ સઘલું છતાં ગુનાહની સરાસરી હિંદુસ્તાનની સમજ્યા વગર બંદગી કરનાર પ્રજા કરતાં ઇંગ્લાંડની સમજીને બંદગી કરનારી પ્રજામાં વધારે હોય છે—અને તે પ્રમાણે ઇંગ્લાંડના ૩) ગુનેહગારે હિંદુસ્તાન માત્ર ૧) દેખાડે છે. આપણે કબુલ કરશું કે ઇંગ્રેજોમાં

ઘણાક ઉત્તમ ખસલતના માણસો છે—કારણકે કુદરત એકજ દેશ ઉપર એ બાબદમાં મેહેરબાન થાય એવી પક્ષપાત નથી—પણ આપણે તો અહીં આખી પ્રજાની સામટી તપાસ લઇએ છીએ, અને તે ઉપરથી અનુમાન ખેંચીએ છીએ; અને તેમ કરતાં, વેહેવારૂ બાષામાં "સમજીને બંદગી કરનાર" પશ્ચિમનાં લોક ધર્મમાં ડામડોળ અને નીતિમાં ઉતરતાં માલમ પડી આવેછે.

આજે જ્યારે સાંકડું મન કે સાંકડો વિચાર વખોડી કાઢવાલાયક ગણાય છે તેવા વખતમાં અવસ્તામાં બંદગી કરવી નહીં જોઇએ એવી સાંકડાં મનની તકરાર સર્વથી વધારે વખોડવા લાયક છે. એ એક નવો વેહેમ છે, અને અજ્ઞાનપણાથી નીપજતા વેહેમ સિવાય એ વાંધામાં બીજું કશું નથી. વળી આપણે સારી પેઠે જાણીએ છીએ કે, એકવાર જો કંઇ ગાયન કે પાઠ મોહોડે થઇ ગયો તો કોઈ કામમાં ધ્યાન હોવા છતાં તે બબડી જવાય છે. એવા ખાલી પટપટારામાં ગુજરાતી ગરબી કે સીતારના સરોદ સેહજવારમાં બદલાઇ જશે તે નક્કી જાણવું.

## શબ્દોના ખાલી અર્થ જાણ્યાથી શું બંદગી સમજીને કીધેલી કેહેવાય?

શબ્દોના ઉપરટપકેના અર્થનું જ્ઞાન ખોદા વીશેનું જ્ઞાન આપી શકતું નથી. તેમજ શબ્દોની જાતી, વિભક્તી કે વચન જાણવાથી કુદરતના ભરમ કે ધર્મની ઉંડી ફીલસુફી સમજાતી નથી. ખરી બંદગી માટે જેટલી શબ્દના અર્થની જરૂર નથી તેટલી નીરમળ યકીન અને ખાલેસ દીલની છે, જેટલી સમજશકતીની જરૂર નથી તેટલી આતુર ઇચ્છા અને ચાલુ કોશેશની છે. હરેક કામનું પરીણામ કુદરતના અમુક નીયમ પ્રમાણે નીપજે છે—પછી કરનાર તે વીશે સમજ ધરાવતો હોય કે નહીં. જેવું કામ તેવું ફળ: આતશ ઉપર તેલ નાખશો તો ભડકો થશે અને પાણી નાખશો તો બુજઇ જશે—પછી એ કામ સમજીને કે વગર સમજે કીધું હોય. જેમ એ દાખલામાં સમજવાથી અથવા નહીં સમજવાથી પરીણામમાં કંઇ ફેર પડતો નથી, તેજ પ્રમાણે ઘણુંકરી બંદગીના બાબમાં સમજવું. એમાં વીદતા કરતાં ખાલેસ મન અને એકચીતે કીધેલી પવીત્ર કલામોની ચાલુ યાદ વધારે અગત્યની તેમજ અસરકારક છે. એજ કારણથી જ્યારે એક અનીતીવાન વિદ્વાન ખોદાને પીછાનવાને કે કુદરતી ભેદ ભરમો સમજવાને અશકત હોય છે, ત્યારે એક થોડી કેળવણીનો, પણ નેક ખસલતનો તથા પરહેજગારીનો અમલ કરનાર ધણી કુદરતના ખાવંદને પીછાનવાને શક્તીવાન થઈ શકે છે. જો એમ નહી હતે તો આજર કય્વાન જેવા સાલેકો માટે તથા કબીર જેવા યુરોપ્યન કેળવણી વગરના નેક પુરૂશો માટે ખોદાને પેહચવાની આશાજ રહતે નહીં.

વળી વારંવાર એવું બને છે કે એક વાક્યના શબ્દેશબ્દોના છુટા અર્થ જાણવા છતાં, વાકયની મતલબ અથવા ખરી સમજ માલમ પડતી નથી. એનું કારણ શું? કોઇએક લખાણના અથવા બાષણનાં જુદા જુદા અર્થ ઉઠાડવામાં આવે છે તેનું કારણ શું? કારણ એજ કે જે અમુક શબ્દોથી લખનાર કે બોલનાર પોતાના મનનો ચોકસ વિચાર જણાવવા માગતો હોય તે વિચાર વાંચનારના મનમાં તેજ શબ્દો અને તેજ ગોઠવણીથી ઉભો થતો નથી. એનાં કારણ અનેક છે, જેમાં લખાણની બાબત વીશેનું અજ્ઞાનપણું તથા મનશક્તીનો ફરક મુખ્ય છે. વાસતે, બાષા કદી સમજ પડતી હોય તોપણ એક વીચાર સઘળામાં એકસરખો ઉપજે એ બનવાજોગ નથી, અને એટલામાટે તે સર્વથી સમજી શકાય એમ પણ નથી.

## જો બંદગી ખરેખર સમજીને કરવી હોય તો પ્રથમ ખોદાને સમજવાની શું અગત નથી?

સમજીને ખાવા કેહેવું જેટલું ખરૂં છે તેટલુંજ સમજીને બંદગી કરવા કેહવું પણ છે. હરેક ચીજ ખાવા અગાઉ તેની ઉત્તપતી, તેના ગુણદોશ, તેમજ ખાધા પછી તેમાં થતા ફેરફાર તથા શરીર ઉપર થતી અસર વીશે પેહલાં પુખ્ત સમજ ધરાવ્યા વગર ખાવું નહીં એમ બોલવું જેટલું અક્કલથી ઉલટું છે તેટલુંજ ખોદાની સેતાયશ પક્કી સમજ મેળવ્યા પછીજ કરવા કેહવાનું ગણાય. શરીરનો આધાર જેમ ખોરાક પર છે તેમ આત્માનો બંદગી પર છે. પણ જો બરાબર સમજ ધરાવ્યા પછીજ બેઉને જોઈતો ખોરાક પોહચાડવાની વાત કરવામાં આવે તો, છતે ખોરાકે ભુખે મરવા જેવી બેવકુફી કરતાં તે કંઈ ઓછું ગણાય નહીં. જો શબ્દોના વધતા ઓછા અચોક્કસ અર્થની સમજ ધરાવ્યાથી બંદગી સમજીને કીધેલી કેહવાય, તો એવું સમજાવનારાઓને સવાલ કરીએ કે જેની બંદગી કરવાની છે તેને પેહેલે સમજવાની અથવા પીછાનવાની શું અગત નથી? જે મૂળની સ્તુતી સમજીને કરવા કેહવામાં આવે તે મૂળની પકી સમજ વગર તેને વીશે કંઇ પણ બંદગીરૂપે બોલવું, તે તેમની તકરાર પ્રમાણે, બીન સમજનો બકબકારોજ હડવો જોઇએ. ખોદા તે કોણ અને કેવા છે, તથા તે સાહેબની ઉત્તપતી કયાંથી, હસ્તી કેવી, અને શક્તી કેટલી—ટુંકમાં ખોદાની ખોદાઈ વીશે ખાતરીભરેલી સમજ આપણને પેહલાં મળવી જોઇએ; અને એવો મોજેજો દેખાડયા પછીજ સમજીને બંદગી કરવાવિશેની તેમની તકરાર કંઇક વજન પામે. પણ ટુંક મનશકતીનું માણસ—નીરદોશ બચ્ચાં તેમજ નીરબળ બુઢાં સર્વે એકસરખી રીતે—ખોદાનો પુરો ખ્યાલ કરવાને શકતીવાન છે એવું સાબેત કરવાનું કામ સમજીને બંદગી કરવાની હીમાયત કરનારાઓનું છે, કે જેમ ફાધા અગાઉ સમજીને બંદગી કરવાની તકરાર માત્ર ખાલી બકબકારો છે.

દુરગુણ અને દોશથી ભરેલું માણસ જ્યાંસુધી એવી માણસાઇ ખસલત ધરાવતું રેહેશે ત્યાંસુધી તો પાક યઝદાંનને પોતાના ખાકી ગ્નાન કે અનુભવથી પીછાનવાનુ તેને માટે તદન અશકય છે. મીનોઈ ગ્નાનના જાતી અનુભવની ગેરહાજરીમાં જે કોઈ યકીનના ઉતમ સદ્ગુણ મારફતે ખોદાની હસ્તી, મોટાઇ, વગેરે કબુલ રાખે છે તે માણસ નીરમળ એતેકાદના મીનોઈ બળે ખરી બંદગીનો ફાયદો મેળવી શકે. આવાં યકીનની જરૂર ધર્મને લગતી બાબતમાંજ નહી પણ સંસાર વેહવારી નજદીક સઘળી બાબતોમાં માણસને પડેછે. એક વસ્તુને હીરા તરીકે કે સોનાં તરીકે સાધારણે માનવામાં આવેછે ને ઝવેરી કે સોનીના મત ઉપરના માત્ર સાદા વિશ્વાશથીજ મનાયછે—જાતી તપાસ ઉપરથી નહીં. તેમજ વળી ફક્ત વિશ્વાશ કિંવા યકીનને લીધેજ તાપ, કોલેરા, વગેરે, રોગોનાં સુક્ષ્મીક ઝેરી જંતુઓ સંબંધી વૈદક મત કબુલ રાખવામાં આવેછે. આ જાતના વિશ્વાશ અથવા યકીનને જેઓ "વેહેમ" સમજે છે તેઓને જાણવું અગતનું થશે કે, હાલના કેટલાક વિદ્વાનો મુજબ, યકીન અથવા "શ્રધ્ધા એ કાંઇજ નથી કેજેનું ગ્નાન પ્રથમ ઇંદ્રિઓની જાણમાં ન આવતું હોય" (જુઓ પ્રો૰ મેકસમુલરના 'ધર્મ વિષેનાં ભાષણ,' પાનું ૬૦) જે પ્રમાણે તર્કશક્તિ ઇંદ્રિયગ્નાનનો એક પ્રકાર ગણાયછે તેમ યકીન પણ છે એવો અભીપ્રાય જાણીતો વિદ્વાન મેકસમુલર આપેછે.*

* "Nothing is in reality more mysterious than sensuous perception. It is the real mystery of all mysteries. Yet we have accustomed ourselves to regard it as the most natural of all things. Next comes reason which, to a being restricted to sensuous perception, might certainly appear very mysterious again, and which even by certain philosophers

આ પ્રમાણે, માણસમાં તર્કશક્તિ જેટલી ખુદરતી તથા અગતની છે તેટલું ખુદરતી તથા જરૂરનું યકીન પણ છે. આવું ખુદરતી નીરમળ યકીન તેમજ દીલની આતુર ખાહેશ, નીશ્ચોશીત કરણી, અને ચાલુ યાદ એ ખરી બંદગીની સીફત અથવા લક્ષણ છે—એજ ખોદાને પીછાનવાનું ખરૂં સાધન છે. એવી સીફતવાલી બંદગી, પછી તે મુગાં, બેહરાં કે અકલહીણની હોય, તે ખરી બંદગી છે, કે જે ખોદાની જનાબમાં કબુલ રહે એ માનવાજોગ છે.

**અનંત અહુરમજદને પીછાનવાનો અંતવાન આદમી માટે જે એકજ રસ્તો છે તે આ છે:—**

**'અશ વહીશ્ત અશ સ્રએશ્ત દરેસામ થ્વા, પઇરી થ્વા જમ્યામ હમેમ થ્વા હુખ્મ.'**
—( યજશ્ને, હા ૬૦, ૧૧–૧૨ ).

**અર્થ**—"સઉથી સરસ અશોઈ, શ્રેષ્ટ અશોઇ અમે તને ( અહુરમઝદનો† ) જોઇએ, તારામાં ( પુરા જઇએ ? ) આમેજ થઇએ, તારી પૂર્ણ દોસ્તીને પોહોચીએ."

અણદીઠ, અનંત, નીરાકાર, નહીં વર્ણવી શકાય અને સાધારણ આદમીથી નહીં સમજાય એવા પેદા કરનાર સાહેબને પીછાનવાનો માત્ર જે એકજ રસ્તો દુનીઆંની શરૂઆતથી તે આજસુધી થઇ ગયલા દાનાવોએ તથા ફીલસુફોએ કબુલ રાખેલોછે તે જગબાશકાર પેગમ્બર અશો જરથોસ્તે ઉપર ટાંકેલા પવીત્ર કલામો મારફતે અસરકારક રીતે જાહેર કીધેલો છે તેજ છે. "અશોઈ" એક નાનો શબ્દ છે, પણ અર્થમાં એટલો બોહલો છે કે એક પુસ્તક ભરી લખાણ પણ ઓછું પડે. એ અશોઇને પુખ્ત રીતે સમજવા સીવાય જરથોસ્તી દીનનું ખરૂં લક્ષણ બરાબર સમજાશે નહીં. જેણે એ નાનકડા પણ ઉંડાં અર્થથી ભરેલા શબ્દપર લાંબો વીચાર કીધો નહીં હશે તેના ખ્યાલમાં એના અર્થનો અતી બોહલો વીસ્તાર ઉતરશે પણ નહીં. શરીરની સફાઇ, મનની પવીત્રાઇ, અંતઃકરણની શુદ્ધી—કે જે માણસજાત માટે અત્યંત અગતનું પણ અત્યંત કઠણ કામ છે—તે અશોઇનો એક ભાગ છે "અશેમ વોહુ" જરથોસ્તી ધર્મના પાયા સરખી છે, અને તે જાણે અશોઇનું ટુંકું, અસરકારક, બંદગીરૂપ વર્ણન છે. જે સર્વ-શકતીવાન સાહેબની એક મોટી સીફત "અશો" છે, જે પોતે અશોઇનો સાહેબ છે, તે અશોઈ વિના ખોદાને પીછાનવાનો બીજો રસ્તોજ નથી. જો ખોદાને કોઇપણ રીતે "સમજી શકાય" તો તે માત્ર મનની પવીત્રાઇ, દીલની ભલાઇ, અને કરણીની સફાઇથીજ. મનની શકતી કરતાં એવી નેક ખસલત, એવી પવીત્ર કરણી, એવી મનની સ્વચ્છતાથીજ તે નુરમંદ સાહેબનું કંઇક ભાન માણસને થાય. એ ઉપરથી સેહલથી સમજાશે કે અશોઇ માણસને માટે કેટલી બધી જરૂરની છે, અને એજ ઉપરથી **અશેમ વોહુ**ની બંદગી કેવી બેકીમતી છે તે પણ હર કોઇ વીચારવંત જરથોસ્તીને સેહલથી જણાશે.

---

has been represented as altogether incomprehensible. Yet we know that reason is only a development of sensuous perception, possible under certain conditions. These conditions correspond to what we call the potential energy or faculty of reason. They belong to one and the same conscious self, and though reason is active in a different manner, yet if kept under proper control, reason works in perfect harmony with sense. The same applies to religion, in its subjective sense of faith. It is, as I shall try to show, simply another development of sensuous perception, quite as much as reason is.—( *Lectures on the Origin and Growth of Religion*, pp. 26–27.)

† "મારૂં ( અહુરમઝદનું ) ચોથું નામ સર્વથી સરસ અશોઇ છે."—( હોરમઝદ યશ્ત ).

## "અશેમ" ની ટુંકી બંદગી સંસારી માણસની આખી જીંદગી માટે પુરતી છે.

"અશેમ વોહુ"ના પાક કલામોમાં સમાયલી અશોઇનો વીસ્તાર કેટલો બોહલો છે, તેમજ તે ઉપર અમલ કરવાનું કામ કેટલું બાંકટ છે તે વીશે માત્ર જેઓએ લાંબો વિચાર કીધો હશે તેઓ આ મત સાથે એકમળતા થશે કે સંસારી મનુષ્યની—અને તેટલા માટે માણસજાતના ઘણા મોટા ભાગની—આખી જીંદગી "અશેમ" માંહેલા નિયમ પ્રમાણે ચાલવા માટે ટુંકી છે. અશેમનું જ્ઞાન મેળવવું એ પોતાની જાતને નિરમળ કરવાનું જ્ઞાન મેળવવા બરાબર છે. અને જેણે પોતાની દેહ શુધ્ધ તથા અંતઃકરણ સ્વચ્છ કીધું, તેણે ખોદાને પીછાનવાનો માર્ગ મોકલો કીધેલો જાણવો. "અશેમ"ના કલામની ચાલુ યાદ અને તે પ્રમાણે ચાલવાની ખંતી કોશેશ, એ ખોદાઇ માર્ગે ચાલવાની શરૂઆત છે. મનની પવીત્રાઇથી નીપજતું અંતરજ્ઞાન, મનની શકતી અથવા જાતી બુધ્ધી કરતાં ઘણું ચઢીયાતું છે; અને એ જાતના અંતર-પ્રકાશથીજ આખાં જગતની તથા જગત—કર્તારની ખરી સમજ માણસ મેળવી શકે. "અશેમ વોહુ"ની નાની બંદગી જાણે સરવે સદગુણોનો બેકીમતી અરક છે—સંસારી માણસ માટે જાણે 'આબે હૈયાત' છે. આ ઉપરથી દરેક વીચારવંત જરથોસ્તી જોઇ શકશે કે "અશેમ" સરવેથી પેહલી બંદગી તરીકે કાંય મુકાઇ છે; અશોઇની યાદ સર્વથી પેહલે તેમજ છેલે કાંય અગત્યની વીચારવામાં આવી છે; તે દરેક બંદગીના એક ભાગ જેવી કાંય માલમ પડે છે, તથા થોડે થોડે અંતરે અને એકથી વધારેવાર ધ્યાનથી પઢવાની ખાસ અગત દેખાડેલી કાંય જોવામાં આવે છે.

અશેમ વોહુની સમજ આપવાની આ ઠેકાણે મકસદ નથી. પણ ઉપલો ઇસારો કરવાની મતલબ એજ કે અશોઇ સીવાય ખોદાને પીછાનવાનો માણસજાત માટે બીજો ઉત્તમ રસ્તો નથી. અશોઇથીજ અંતરજ્ઞાન ખીલી નીકળે છે, અને ભીતરના એવા પ્રકાશની મદદથી કુદરતી ભેદનો પરદો ખુલ્લો થતો જાય છે. જન્મ પછી માણસ માટે ઉતમ ચીજ પવીત્રાઇ છે (જુઓ વંદીદાદ, પરગરદ ૫. ફકરો ૨૧; પરગરદ ૧૦—ફ૦ ૧૮—૧૯) એવું જે જરથોસ્તી ધર્મ શીખવે છે તે, બીજા બોલોમાં, "અશેમ વોહુ" પ્રમાણે હમેશ અમલ કરવાની અગત દેખાડે છે. એ રીતે જોતાં સંસારી માયામાં લપેટાયલાં મનુષ્ય માટે "અશેમ વોહુ"ની પ્રથમ બંદગી, જો તે ઉપર બરાબર અમલ કરવામાં આવે તો, આખી જીંદગી માટે પુરતી થઇ પડે. એ અશોઇ એક યા બીજા રૂપમાં જરથોસ્તી ધર્મમાં એક નાકેથી બીજે સુધી પસરેલી માલમ પડશે. પણ માણસને જેટલી એ અગત્યની છે એટલી અમલ કરવી મુશકેલ છે કારણકે "અશા"નો માર્ગ અખત્યાર કરવા સારૂ દુનીઆંની મોજમજાહ અને લાલચની સામે થવાની જરૂર છે, અને તેટલામાટે મનને મારવાની પણ જરૂર છે. મનને કાબુમાં રાખવા તેમજ સ્વચ્છ કરવા માટે પારસીઓ માટે માંથરવાણી કરતાં બીજું કોઇ વધારે અસરકારક સાધન નથી. અવસ્તાના કલામની એકચીતની યાદથી, તે ગંભીરપણે ચાલુ પઢવાથી, અને દરેક જોગવાઇએ તે ઉપર મનન કરવાથી, એટલે ધ્યાનથી તેના વીચારમાં મશગુલ થવાથી, મનના જુસ્સા શાંત થતા જવા સાથે મનપરનો કાબુ વધતો જાયછે, અને મનની પવીત્રાઇ પણ ખીલતી જાયછે. એ રીતે ખંતીપણે કોશેશ કરવાથીજ માણસ અશોઇ અખત્યાર કરવાની આશા રાંખી શકે.

## ખરી બંદગીનો તરીકો.

ઉપર જણાવવામાં આવ્યું છે તેમ, અશોઇની મારફત સીવાય ખોદાનું જ્ઞાન મેળવવું માણસ માટે અશક્ય છે: અને અશોઈ મેળવવા માટે મનને દુનીઆઈ એશઆરામથી મોકલુ રાખવાને તેમજ પાંચે ઇંદ્રીઓને કાબુમાં રાખવાને શકતીવાન થવું જોઇએ. શરીરને મજાહ

મળે અને મન રીજવાય એવી અનેક લાલચ તથા યુકતી અશોઇ મેળવવાની ખાહેશ રાખનારે હમેશની તજવી જોઇએ. બંદગીને નામે મનને તથા તનને રીજવવું, એ બંદગી કરતાં મજાહ વધારે છે. એકાંત, એકચીતની, ગંભીર બંદગી એ ખરી બંદગી, સર્વથી ઉત્તમ બંદગી છે. કોઇ પણ પ્રસિદ્ધ પેગમ્બર કે અપ્રસિદ્ધ માહાત્મા વાજાંવજન્તરથી અથવા ગાન-તાનથી ખોદાનું જ્ઞાન મેળવવા શકતીવાન થયા હોય એવું આજસુધી જણાયલું નથી. જો ગાયનના રાગડામાં કે ગરબાના તાબડામાં કંઈ બંદગી જેવું ખરેખર હતે તો ગાયનકારો પેગમ્બરી દરજજે પોહચી જતે, તેમજ કોઇ મમદુમીયાં ગવૈયો તબલાની ઠોક લેતાં આપોઆપ પીરાનપીર થઇ જતે. પણ એમ નથી તે વીશે વધારે જણાવવાની કંઇબી અગત નથી. શારીરીક ઇંદ્રીઓને ખુશ લાગે એવાં ગાન-તાન કે રંગ-રાગને "ખોદાઇ" ગણવું એ માત્ર ઊંડું અજ્ઞાનપણું છે; એવા ગાવા બજાવવાને 'આકાશી' સમજાવવું એ પવિત્રાઇ-ભ્રષ્ટ કામ છે. પણ આ શું બેહુદી વાત નથી કે નીરમળ પાકીજગી તથા ખોદાઇ જ્ઞાનથી ભરેલા અવસ્તા-ઓ-ઝંદને જેઓ "આસ્માની" અથવા મીનોઈ ઉત્તપતીના ગણવાની સમજ કે યકીન ધરાવતા નથી તેઓજ મનુષ્યના કઠોર રાગડાને તથા વજંતરનાં બેસુર બેપુરાંને "ખોદાઇ" સમજાવવાની ફોકટ કોશેશ કરેછે? ખ્રીસ્તીઓમાં તેમના પેગમ્બરની ખુદ પોતાની રચેલી બંદગી અથવા ભણતર જેવું કંઇ નહીં હોવાથી ( હોય તો તેની હસ્તી રહેલી, કે વપરાસ થતો, જણાતો નથી ) તેમનો સઘળો આધાર ધર્મગુરૂઓની વીદ્વતા તથા વાજાંની પેટી ઉપર લટકી રહ્યો છે. એમ હોવાંથી ધર્મગુરૂઓના તથા વખતના બદલાવા સાથે, બંદગીની બાબત તથા ઢપ પણ વધતી ઓછી બદલાતી રહે છે; અને હજારો ખ્રીસ્તીઓ, વજંતરના ગમે એવાં ખેંચાણ છતાં, પેગમ્બરી સતા વગરની નવી બનાવેલી, સમજાતી, બંદગી કરવાની દરકાર કે ઇચ્છા ધરાવતા નથી. ઊંચી બનાવટના વજંતરોના સરોદે ખ્રીસ્તી પ્રજામાં કોઇ ચમતકારીક શકતીનો મહાત્મા હજી ઉત્પન્ન કીધેલો જણાયો નથી, કે નથી તેથી કુદરતી ભેદ ભરમોનું જ્ઞાન મળેલું જણાયું. એથી ઉલટુંજ દેશેદેશના ખ્રીસ્તીઓમાં હજારો લોક તદરેવાર અનીતીના તથા બીજાં પાપી કરમોમાં બુડેલાં માલમ પડેછે; તથા કમ્યુનીસ્ટ, નીહીલીસ્ટ, સોશીયલીસ્ટ અને ફેનીયનો જેવા અધર્મી વર્ગો ઉભા થતા જાય છે. ખ્રીસ્તી લોકોનો એક ભાગ "વાજાંની પેટી" ઉપરથી આગલ વધી પડઘમ અને છમછમીઆં સાથે સરઘસ કહાડવાના ખેલ ઉપર ખુદરતી રીતે ઉતરી પડયો છે. મોઢેથી મુક્તિ પામનાર એ ઢોંગી પંથના જલસા, જેમ લંડન "ટાઇમ્સ" કહે છે તેમ, આ જમાનાનું ધર્મનું એક "અજાયબ જેવું જંગલી રૂપ" માત્ર છે; અને તેઓના નાચ-રંગને વાજબી રીતે "અર્ધ-જંગલી"નું વિશેષણ મળ્યું છે. આટલું જાણ્યા પછી "વાજાંની પેટી" માંથી ખોદાને ખોળી કાઢવાની આશા રાખનાર, અથવા ગાઇ-બજાવી 'બંદગી'ને નામે મજાહ મારવાની હીમાયત કરનાર, ગણતરીના પારસી ભાઇઓ ધર્મનાં એવાં "અજાયબ જેવાં જંગલી રૂપ" ઉપર ઉતરી પડી પોતાને "અર્ધ-જંગલી" માં નહીં ખપાવશે એવી આશા રાખીશું.

વળી આપણે જોઇએ છીએ કે ખ્રીસ્તી વિદ્વાનોનો એક સારો ભાગ બાઇબલ કરતાં બીજા અસલી ધરમોની ફીલસુફી અને બંદગીના ભેદી કલામો તરફ વધારે ઢળતો રહે છે. બાઈબલમાં બંદગી કે ખોદાઇ જ્ઞાન મળે એવી ફીલસુફી કરતાં ઇસુ ખ્રીસ્ટ ( ક્રાઇસ્ટ ) ની જીંદગીનો હેવાલ, થોડોક બોધરૂપે પણ ઘણોખરો વારતા તથા કથારૂપે, તેના ચેલાઓએ આપેલો છે: તેના જુના અને નવા "કરાર" (Testaments) નામે ઓળખાતા વિભાગો અકેકથી કેવા જુદા અને કેવા ઉલ્ટા છે તે જાણીતી વાત છે. તોપણ એ સઘલાં ઉલટાંફુલટી ફરમાનો અને ક્રાઇસ્ટે કીધેલા કેહવા "ચમતકારોની તેના શાગેરદોએ લખેલી વાતોને સુધરેલી ખ્રીસ્તી પ્રજા "ઇશ્વરી શબ્દ"

(The Word of God) અથવા આકાશવાણી ગણી જે માન આપેછે તે તેમના મજબુત યકીનના જારે છે, કે જે નીરમળ યકીનનો સદ્ગુણ ઘણાક સુધરેલામાં ખપાવનાર પારસાઓ માટે ખાસ નકલ કરવાજોગ છે. ખ્રીસ્તી ધર્મગુરૂઓની સઘળી વિદ્વતા છતાં, કરોડો રૂપીઆના ખરચે ધરમની સમજ આપવાનું ચાલુ છતાં, તેમજ વજંતર ઉપરના ગીતોના સઘળાં ખેંચાણ છતાં, જ્યારે ખ્રીસ્તી પ્રજામાં એવું અસંતોશકારક પરીણામ નીપજતું જોવામાં આવે છે, ત્યારે ખોદાની સેતાયશ માટે વાજાંના રાગ કેટલા બધા નીરઉપયોગી છે, નીતીમાન આલચલણ અને પવીત્રાઇના અમલ માટે વેહેવારૂ ભાષામાં ટુંક શકતીનાં તથા સ્વચ્છ મન અને અંતઃકરણ વિનાનાં સાધારણ આદમીની જોડેલી બંદગી કેટલી નકામી અને અસર વીનાની થઇ પડેછે, તેમજ ઇશ્વરજ્ઞાન માટે તે માત્ર કચરાને તોલની ઠડે છે, તે સેહજ વીચાર કરતા ખુલું માલમ પડશે. વજંતરના રાગ મારફતે આત્માનું જ્ઞાન કે મનની પવીત્રાઇ મળતીજ નથી તે અહીં સમજાવવાની અગત નથી. હવે હીંદુઓ તરફ નજર કરીએ. જેમ "મણુકા" અથવા રંગીત દડા મારફતે રમતીઆલ બચ્ચાંને અથવા કમઅકલ શીખાઉને આંકડાંનું શરૂઆતનું જ્ઞાન આપવાનું કોઇ વખત વાજબી વીચારમાં આવેછે, તેમ હલકી મનશકતીના અથવા હલકી વર્ણના લોક માટે ગરબા કે નાચ, તેમજ પથરની પુંજા હિંદુ જ્ઞાનીઓએ કદાપી બંધબેસતી ધારી હોય; પણ તેઓ પોતે તો સાચાં ઇશ્વરજ્ઞાન માટે વનવાસ લઇને—વિકારોને કાબુમાં રાખવા સારૂ કાનમાં પુમડાં ખોસીને તથા આંખ મીંચીને—વેદ મંત્રોનાં ધ્યાનમાં રાત કે દીવસ મચ્યા રહે છે. મુસલમાની ધર્મ વજંતર અથવા ગાયનને ખોદાની બંદગી માટે હરામ ગણે છે, એટલુંજ નહીં પણ તેથી ખોદાને અપમાન પોંહચવા સરખું પણ ગણેછે ( કે જે વિચારને લીધે હુલડોને કેટલેક ઠેકાણે જનમ મળ્યોછે, અને કીમતી જાનમાલનો નાશ થયોછે.) જરથોસ્તીઓનાં અસલ વતન ઇરાન દેશનાં દાનાવો દુનીઆની શરૂઆતથીજ બંદગી સરખા ગંભીર અવસરે વજંતર કે ગાવું બજાવવું નારવા ગણતા આવ્યા છે; અને તેથીજ ખડે પગે, એકચીતે, પુર ગંભીરાઇ સાથે કીધેલી યજદાંનની સેતાયશનેજ તેઓ વાજબીપણે બંદગી સમજતા તથા સમજાવતા આવ્યા છે. ગયોમરદ, હોશંગ, જમશેદ, કયખુશરો, લોહરાસ્પ, વગેરે, જરથોસ્ત સાહેબની આગમચના ખોદાને પોંહોચેલા નામાંકીત નરોનો બંદગીનો તરીકો જુઓ. વળી, ખોદા તરફની પુર મેહરબાની તથા અદભુત શકતીની બક્ષેસ ધરાવનાર પેગમ્બરો તરફ જુઓ. એવા મહાત્મા નરો પણ, ખોદા તરફની સઘળી બક્ષેસ છતાં, પહાડી ગુફાઓમાં એકાંત રહી શાંત મને, એકચીતે યજદાંની યાદમાં વરસો સુધી મશગુલ રહયાથીજ તે સાહેબને પીછાનવાને શકતીવાન થયલા ધર્મપુસ્તક તેમજ ઇતીહાસ એકસરખી રીતે જણાવેછે. ખુદ જરથોસ્ત સાહેબનો દાખલો આપણ જરથોસ્તીઓ માટે પુરતો છે. એજમતી માંથ્રવાણીની હરદમ યાદની જરૂર તથા અશોઇ ઉપર અમલ કરવાની માણસજાતને માટે અગત નહીં હતે, તો જરથોસ્ત સાહેબ પોતે દાખલો આપીને દરેક મજદયસ્નાન ઉપર તે ફરજ નાખતે નહીં. અવસ્તાના દરેક ભાગમાં માંથ્રવાણીની જે વખાણ જોવામાં આવે છે, તથા બંદગી માટે પવીત્ર અવસ્તા કલામોની સરસાઇ દેખાડવામાં આવેલી છે તે અશો જરથોસ્ત જેવા રાસ્ત અને હરવેસ્પ આગાહ પેગમ્બર વગર કારણે કરેજ નહીં. તે મહાજ્ઞાની ઉસ્તાદે વગર કારણે કોઈ પણ ફરજ નાખી છે યા ફરમાન આપ્યું છે એવું વિચારવું બેઇમાની ભરેલુંજ નહીં પણ બેઅકલીભરી ઠડેછે. બંદગી તરીકે માંથ્રવાણીના શ્રેષ્ટપણાંની ખુદ ધર્મપુસ્તકમાંજ જે અંદરની ગવાહી (internal evidence) મળે છે તે એટલી મજબુત છે કે જે કોઇ પોતાને જરથોસ્તી ગણે તેની તે કબુલ રાખવાની ફરજ થઈ પડે છે. આ લખાણની શરૂઆતમાં યજશ્ને, વંદીદાદ, તથા હોરમજદ યશ્તમાંથી ટાંકેલાં ફરમાનો ઉપરાંત ઠેકાણે ઠેકાણે માંથ્રવાણી પઢતા રેહેવાની

તાકીદ કીધેલી જોવામાં આવે છે. એજ ખુલું સાબેત કરે છે કે જરથોસ્તીઓ માટે માથ્રવાણીનાજ કલામો બંદગી માટે લાયક ઠડાવવામાં આવેલા છે.

## ધર્મફરમાન માટે ધર્મપુસ્તકની નહીં તો શાની શાહદત કબુલ રાખવા લાયક હોય?

ધર્મસંબંધી બાબતોનો ફેંસલો ધર્મપુસ્તકને આધારે કરવાનો વાજબી નિયમ દરેક ધર્મવાળામાં એકસરખી રીતે માલમ પડે છે. પણ એ જાણીતો અકલપસંદ નિયમ પોતાનોજ 'કક્કો' ખરો બતાવવાની અણઘટતી કોશેશ કરનાર કેટલાક પારસીભાઇઓને હાલ માફક આવ્યો નથી. એનું કારણ દુર શોધવા જવું પડે એમ નથી—તે એ કે અવસ્તા કલામ મારફતેજ બંદગી કરવાનું ધર્મફરમાન ખોલું મળે છે તે તેમની સામે જાયછે. હાલ ઉઠાવેલી બંદગીની તકરારની આગમચ ધર્મસંબંધી બીજી તકરારો વેળા જરૂર નહીં એવી બાબતોને માટે પણ ધર્મફરમાન દેખાડવાની હઠીલાઇભરી માગણી ચોકસ ઠેકાણેથી કરવામાં આવતી હતી; પણ હવે આ બંદગીના સવાલમાં જ્યારે ધર્મફરમાન, વીરૂધ વીચારના થોડાક સાહેબોના "ટાંટીયાજ કાપી નાખે" એવાં મજબુત માલમ પડયાં છે ત્યારે, નાચારી અથવા નાસીપાસીથી, ધર્મપુસ્તકને વજન નહીં આપવા જેવી અક્કલથી ઉલટી તકરાર કરવાને તેમને ફરજ પડેલી દેખાય છે. પણ એ ભાઇઓને આપણે સવાલ કરીએ કે ધર્મસંબંધી બાબતો માટે ધર્મપુસ્તકની સતા જો કબુલ રાખવામાં નહીં આવે તો શું પકવાન-પુસ્તકની શાહદત તેઓ માંગે છે? સખુનપરવરી અથવા મનનાં ફાંટા કરતાં અંતઃકરણનું પ્રમાણીકપણું સચાઇ શોધવા માટે જરૂરનું છે. કોઇપણ કાયદો—પછી તે રાજદવારી, સંસારી કે ધર્મસંબધી હોય—તે જ્યાંસુધી કાયદો છે ત્યાંસુધી તેની સતા અખંડ એટલે આખી રેહેવી જોઇએ, અને રહેછે. જ્યારે કાયદાનો એક ભાગ પોતાને ગમે, અથવા પોતાના વીચારને અનુસરતો આવે, ત્યારે તે કાયદાની સત્તા સ્વીકારવી, અને જ્યારે તેનો બીજો ભાગ પોતાની મરજી માફકનો નહીં માલમ પડે ત્યારે તેની સતા નાકબુલ કરવી—એ નિયમ અને સત્તા બંનેનો સમુળો ભંગ કરવા બરાબર છે. પા, અરધી યા પોણી સતા તે ખરેખર સતા ગણાયજ નહીં—એવી ભાંગીતુટી સતા, એવો ઢીલો કબજો, એવો અસર વીનાનો અંકુશ, વગર ઉપયોગનો અને વગર ફાયદાનો છે. જેમ રાજદવારી બાબદમાં કાયદો મરજી માફક વળે નહીં એવો સખત રાખવાથી તે પૂર્ણ અને સર્વોપરી સતા ધરાવી શકેછે, તેજ કાનુન ધર્મની સતાના બાબમાં પણ ખરો છે. ધર્મપુસ્તકની સતા કોઇપણ કારણે રદ કીધી તો ધર્મ પોતે સેહજ વારમાં રદ થઇ જશે. ધર્મપુસ્તકની સર્વમાન્ય સતા વગર નીતી અનીતી, નેકી-બદી, પવીત્રાઇ-અપવીત્રાઇ, એ સઘળાંનો પાયોજ કયાં રહે? એથી પણ આગળ વધી પુછીએ કે મીનો પેદાયશની ઉત્તપતી અને તેના મીનો પેદા કરનારની હસ્તી, ઇ૦, માનવાનો માર્ગજ કીયો? સવાબ અને પાપના વિચાર તથા નિયમ જુદા જુદા ધર્મમાં જુદા જુદા હોય છે. ધર્મપુસ્તકની સત્તા વગર મુસલમાનો ડુક્કર ખાવાનું દોજખીપણું, હીંદુઓ ગાય કાપવાનું અધમપણું, ખ્રીસ્તીઓ અનેક બાયડીનું પાપીપણું, શા આધારે કબુલ રાખી શકે? 'નસો' પાણીમાં આમેજ કરવો અથવા આતશમાં બાળવો એ એક જરથોસ્તીની નજરે મોટું ગુનાહભર્યું કામ છે—જ્યારે બીજા ધર્મવાળાને તેમાં કંઇજ અપવીત્રપણું કે પાપ જેવું દેખાય નહીં. મન અને તન બંનેની પવીત્રાઇ સાચવવાના, સફાઇ વધારવાના, તથા સુખશાંતી જાળવવાના જરથોસ્તી ધર્મના કાનુનો જેવા ફાયદાકારક અને સંપુર્ણ બીજા ધર્મમાં નથી. મુડદાંને દાટવા કે બાળવાની ધીલસુરીભરી મનાઇ; હરેક જાતના નસા તથા ગલીચીથી દુર રેહેવાની તથા તેના સંબંધમાં આવ્યા પછી પવીત્ર થવાની તાકીદ;

દસ્તાનવાળી સ્ત્રીને તદન અલાયદી જગાએ રાખવાની ઉતમ તરતીબ, તથા તે વખતે તેને નહીં અડકવાના તેમજ કોઇપણ પ્રકારનો કામકાજનો સંબંધ નહીં રાખવાનાં ગુણગારાં ફરમાન; જમીન, પાણી, કે આતશને આલુદ નહીં કરવા બાબેનાં સુખશાંતી વધારનાર કાનુનો—એ સરવે જરથોસ્તી ધર્મની ઉંચી અને ખાસ પવીત્રાઇ છે, કે જેમાં એ સર્વથી પુરાતન ધર્મની બીજા ધર્મો ઉપરની ઘણીક સરસાઇમાંની એક સરસાઇ છે. એજ પ્રમાણે, દેખીતી કે અણદીઠ બંને અપવીત્રાઇ દુર કરવાનો જરથોસ્તી ધર્મે એક સેહેલો પણ એકામતી ઇલાજ ફરમાવેલો છે, કે જે "નીરંગ" અથવા "તરા"ને નામે હાલ ઓળખાય છે. નીરંગ (ગઉમૂત્ર) એ જરથોસ્તી–પવીત્રાઇ સાચવવાની ખાસ દવા છે, કે જે આપણા પીત્રાઇ સરખા હીંદુ આર્યોમાં પણ એક યા બીજે રૂપે હજુ વપરાતી રહેલી છે. શરીરની અને વસ્તુઓમાંની દેખીતી ગલીચી કે અપવીત્રાઇ દુર કરવાનો ફકત એમાં ગુણ છે એમ નથી, પણ અણદીઠ તરેહવાર જાતની અપવીત્રાઇઓ તેમજ બદ રૂહોની શક્તીઓ અથવા "દરૂજો"ના હુમલા સામે નીરંગ એક અસરકારક તાવીજ જેવો છે. ભુત કે ડાકણ સૈયદ કે પીરને નામે ઓળખાતી એહેરેમંદી ખસલતની બુરી શક્તીઓ (elementals—spooks) નીરંગની પ્રતાપી અસરથી નાહાસી જાયછે અને લાઇલાજ થઈ પડેછે તે જાણીતી વાત છે; અને એટલીજ જાણીતી આ વાત પણ છે કે પારકાંની જીંદગી ઉપર જીવનાર—vampire જેવા—લોહીચુસુ બદકાર શક્તીઓ માત્ર એવાં માણસોનાંજ "દીલમાં આવેછે" કે જેઓ પોતાની બેવકુફી કે બેઇમાનીથી નીરંગ નહીં લેનાર હોયછે, અથવા તો "માતા" કે "પીર" તરફની મનાઇને લીધે ફરજ્યાત નહીં લેનાર નબલાં મનનાં માણસો હોય છે. પણ એ ઉપર વધારે ખોલાસાથી લખવાની આ જગા નથી. જરથોસ્તી પવીત્રાઈ અને સુખશાતીના કાનુનો પ્રમાણે જો માણસજાત અમલ કરે તો દુનીઆમાંથી અરધાંઅરધ દુખદરદો નાશ પામે, ગલીચી અને માંદગી ઓછી થાય અને ગામડાંઓની સુખશાંતી જાળવવાના (village sanitation) ફરજ્યાત કાયદા કરવાની જરૂર રહે નહીં. પાકીજગી અને તંદરોસ્તીના નીયમો ધર્મની સર્વમાન્ય સતાથી જેવી સંપુરણ રીતે અમલમાં મેલાય તેને અરધે ભાગે પણ રાજદવારી ધારાંની ધાકથી થાય નહીં. ઉપર દેખાડયા પ્રમાણે, ધર્મપુસ્તકની સતાથીજ નીતી-અનીતી, પાપ-પુણ્યનું, તોલ થાયછે—ટુકમાં ધર્મ-અધર્મનો સઘળો આધાર ધર્મપુસ્તક ઉપરજ વાજબી રીતે લટકેલો છે. એમ છે ત્યારે ધર્મનાં ફરમાન માટે ધર્મપોથીની શાહદત નહીં તો બીજી શાની કબુલ રાખવાજોગ ગણાય?

## ભણતરોના મતલબી વિભાગ.

જરથોસ્તીનો એલકાબ ધરાવનાર કેટલાક પારસીઓ "ધર્મ સુધારા" ને નામે પોતાના હમદીનોને ડામાડોલ કરવાને તરેહવાર યુક્તીઓ કરતા દેખાય છે. વગર યકીનના તેમજ નાફરમાન પોતે હોવાથી, કદાચ કુદરતી રીતે, ધરમી જરથોસ્તીઓને હરેક વાતે શકમદ કરી પોતાની સંફમા લેવાની કોશેશ કરતા રહેછે—કે જેમ દારૂ, અફીણ, વગેરે ચીજોના વ્યસનીઓ નીરદોશોને પોતાની સંફમાં લેવાને હમેશાં લલચાવે છે. એવાઓને જો કોઈ ફરમાન ગળે ઉતરતું નથી તો તેની સામે કમર કસવા અને તેને બજા લાવનારા સામે ઘોઘાટ મચાવવા નીકળે છે. વળી તેઓ આ એક શકભરી યુક્તી લગાવેછે. થોડાંક ભણતરને જરથોસ્ત સાહેબના જમાનાનાં ઠરાવીને, બીજાં થોડાંકને તેની પાછળનાં ઓળખાવીને, અને વળી થોડાંકને તેથી પણ પાછળનાં વધતાંઓછાં ગણાવીને, તેમની કીંમતનો પોતાને મનગમતો સટો કરે છે. એક વખત ગાથા અમુલ્ય થઇ પડે છે, તો બીજી વખત તેમાંનાં ફરમાન—જેવાંકે, માથ-

વાણીની ખુબી તથા અગતનાં—પાણીને મુલનાં થઈ જાયછે. પોતાંની મતલબ સરે એવું હોય તો "પાઝંદ"નાં ભગતરોની શાહદત તેઓ ટાંકેછે, અને ટાંકીનેજ રહેતા નથી. પણ ધર્મચુસ્ત જરથોસ્તીઓ ઉપર ધર્મ ફરમાનથી ઉલટા ચાલવાનો આરોપ મુકવાને પણ અચકાતા નથી! જ્યારે એક હાથપર "પાઝંદ"નાં જણાવી ઘણાંક ઉત્તમ ભણતરોને બને એટલું ઓછું વજન આપવાની તેઓ ફોકટ કોશેશ કરેછે, ત્યારે, બીજા હાથ ઉપર, તે ભણતરોથી હજારો વરસ પાછળનાં—છેક હમણાંનાં—બીનસતાધારી, દમ વગરના લખાણને "બંદગી" ઠોકી બેસાડવાની ખાલી જેહેમત ખેંચતા નજર આવે છે. એવું તેમનું શકભર્યું ઈમાન છે, એવું તેમનું અજાયબ તર્કશાસ્ત્ર છે, અને રબર માફક વધઘટ થાય એવું "ઇલેસટીક" તેમનું અંતઃકરણ છે! આટલું જોયા પછી દીનચુસ્ત પારસીઓ "ધર્મ સુધારા"ની વાતને ગણકારે નહીં તેમાં શું કાંઈ નવાઈ જેવું છે?

## "પાઝંદ" શું ઝંદ અવસ્તાનો એક અંગત ભાગ નથી?

ધર્મને લગતી ઘણીક તકરાર વેળા કેટલાક પારસી 'અભ્યાસી' ભાઈઓ "અવસ્તા-ઓ-ઝંદ"ના વિભાગ તથા જમાના ઠરાવેછે, કેજે ઘણુંકરીને યુરોપીયન વીદવાનોનાં તરત વેળાના અને બદલાંતાં મતના પ્રતીબીંબ જેવાં અથવા પડઘારૂપી હોય છે. ભાષાશાસ્ત્રને આ સદીની એક વિદ્યા ગણવામાં આવે છે, કે જે અસલી મરણ પામેલી ભાષાઓ ઉપર અજવાળુ પાડવાનું સાધન લેખાય છે, અને એમ જોતાં તેમાં વાંધો ઉઠાવવાજોગ કંઈ નથી. પણ જ્યારે જમાનાની ધુળ તળે દટાયલા શબ્દોના અર્થ તથા ઉત્પત્તીની શોધ માટે કોઈ અભ્યાસીમાં જોઇતી કાબેલીઅત તથા જ્ઞાન પુરતાં નહીં તો જોઇએ એટલાં પણ હોતાં નથી, ત્યારે ખોલાસારૂપી અજવાળાને બદલે ગુચવણરૂપી અંધકાર નીપજે તેમાં નવાઇ નથી. જે અભ્યાસી ભાઇઓ તથા બીજા સાહેબો "અવસ્તા ભાષા"ના વિભાગ કરે છે અને જમાના ઠરાવે છે તેઓ જાણતા હોવા જોઇએ કે એ વિભાગ તથા વખત આજનાં ભાષાશાસ્ત્રની અટકળ ઉપર મુખ્ય આધાર રાખે છે. આ ઠેકાણે એ વીશય ઉપર ઉતરવાનું જેમ બને એવું નથી તેમ અગત પણ નથી. પણ જે સાહેબો જંદ અવસ્તાના જુદા જુદા ઠરાવેલા જમાના તથા વિભાગ વગર શકે કબુલ રાખતા હોય તેઓ ઉપર આટલી બીના સાબેત કરવાનું આવી પડેછે કે: (૧) "અવસ્તા ભાષા"ની જન્મભુમી કઇ? [ઇરાનવેજ બોલવાથી ખોલાસો અપાયલો સમજવો નહીં—વાત બધી ચોકસ જોઇશે!]. (૨) તે કાયા જમાનામાં પ્રથમ બોલાવા માંડી અને કાયા જમાનામાં વપરાતી બંધ પડી? (૩) એનું કંઈ કારણ હોય તો તે. (૪) કઈ પ્રજાથી બોલાતી હતી? (આર્ય અથવા એરીયન કેહવાથી કંઈ વળશે નહીં!); અને તેની સાબેતી શું? (૫) જે દેશ અને પ્રજામાં અવસ્તા ભાષા બોલાતી હતી તે દેશના આખા વીસ્તાર ઉપર અને તે આખી પ્રજાથી શું તે બોલાતી હતી? (૬) અથવા થોડાક વીસ્તારપર અને ચોકસ પરગણાના લોકની તે સ્વભાષા હતી? (૭) અને તેનાં કારણ શું? એજ સવાલો ઝંદ, પાઝંદ તથા પેહેલવીને માટે પણ સમજવા. એ ઉપરાંત એક અગતનો સવાલ રહી જવો નહીં જોઇએ—તે એકે અવસ્તા ભાષાની અગાઉ કોઈ બીજી ભાષા હઈયાત હતી કે નહીં? હોય તો તે કઇ? વળી, અસલ ઇરાનની "અવસ્તા ભાષા" વેહેવારી કે ધર્મ ભાષા હતી—કે બેઉ? એ સઘળા સવાલોનો કંઈ ખાતરીભરેલો ખોલાસો દાખલા દલીલો સાથે અપાય નહીં ત્યાંસુધી વધતી ઓછી તરક ઉપરજ જુદા જુદા જમાનામાં તથા જુદી જુદી ભાષામાં અવસ્તા-ઓ-ઝંદ બનેલા છે એવું સમજાવવું અર્થવિનાનું તથા ફોકટ છે. અવસ્તા, ઝંદ અને પાઝંદ, એ દરેક વચે જે કંઈ જુદાપણું દેખાય તે કરતાં તેઓ વચે ઘણુંજ મોટું મળતાપણું છે, અને તે એટલુંબધું કે આજસુધી એ સર્વ સામટી રીતે

એકજ ભાષા તરીકે ઓળખાતી આવી છે, અને તે તદન વાજબી છે. પાઝંદને ઝંદની એક શાખા સાબેત કરવામાં આવે તો તે ઉપરથી માત્ર એજ પુરવાર થશે કે તે કોઈ જુદી અથવા તદન પારકી ભાષા નથી, પણ ઝંદનોજ એક ભાગ, એક અંગ છે. ખુદ "પાઝંદ" નામજ એની સાબેતી આપે છે. પાઝંદને ઝંદની શાખા ગણો કે પાછળની ઉતપતી કહો તોપણ તે ઝંદ વર્ગમાંજ આવેછે. ઝંદ અવસ્તામાં પાઝંદ, ઝંદ અને અપસ્તા એ સઘળાંનો સમાવેશ થઈ જાય છે. એમ છે તો ઝંદઅવસ્તાની જોડેજોડ બીરાજવાને પાઝંદ પોતાની નજદીકની સગાઈથી તદન લાયક છે. ઘણી ખરી દરેક બંદગીની શરૂઆત તથા છેડો પાઝંદમાં છે તે સેહલી સમજને માટે હોય તે બનવાજોગ છે. ચોકસ નીયમે ગોઠવાયલું એ વધારાનું પાઝંદ ભણતર અવસ્તાને બદલે નથી, પણ અવસ્તાના બચાવ માટે મુકવામાં આવેલું સમજી શકાય છે--કેજે ભણતર, દીનઆગાહ દસ્તુરોથી તે દીનચુસ્ત બેહદીનો સુધાંની કરોડોની સંખ્યાવાળી જરથોસ્તી પ્રજા એકસરખી રીતે કબુલ રાખતી આવી છે.

વળી એજ પાઝંદની ટુંકી શરૂઆત તથા સમાપ્તી, કે જે બંદગી તરીકે દરેક રીતે લાયક છે—કે જેમાં પાક યઝદાંનના નામથી બંદગીની શરૂઆત કરવામાં આવે છે, નેકીનો સ્વીકાર અને બદીનો ધીક્કાર કરવામાં આવે છે, અને જે ભણતર પાક દાદારની તથા તેની બળવાન ચમત્કારીક શક્તીઓની યાદ તથા નમન કરવા સાથે ખતમ કરવામાં આવે છે—એવી સેહેલી પણ અસરકારક પાઝંદ બંદગી પોતેજ શું સાબેત કરેછે? શું એ દીબાચારૂપી બંદગી ખોલું સાબેત કરતી નથી કે બંદગી ઝંદ અવસ્તામાંજ કરવાનું દરેક જમાનામાં વાજબી તથા ફરજયાત સમજવામાં આવતું હતું? જો એમ નહીં સમજવામાં આવતું હતે તો, ખુદ સઘળી અવસ્તા બંદગીને પાઝંદમાં ફેરવી નાખવામાં કેમ નહીં આવી તેનું કારણ વીરૂધ વિચાર ધરાવનારાઓએ આપવું જોઇએ. અવસ્તા બંદગીને કાયમ રાખી શરૂઆતમાં તથા છેડે જે નાનું પણ અસરકારક ભણતર પાઝંદમાં જોવામાં આવે છે તે એટલુંજ વગર શકે સાબેત કરેછે કે બંદગીને માટે અવસ્તા કલામનીજ ખાસ ફરજ તથા જરૂર અસલથી વીચારવામાં આવેલી છે. જો એમ નહીં હતે તો પાઝંદ મુકીને પેહેલવીમાં, અને પેહેલવી છોડીને ફારસીમાં અવસ્તાની બંદગી ઉતારેલી તથા વપરાતી જોવામાં આવતે. જે અવસ્તા હાલ આપણી પાસે નથી તેમાંની કેટલીક અસલ બંદગીઓ પેહેલવી ભાષામાં સચવાયલી રહી ગયલી છે ( જેવી કે **બહુમન યશ્ત** ) તે કાંય બંદગી તરીકે પઢવામાં આવતી નથી વારૂ?—જોકે આપણે જાણીએ છીએ કે એ **બહુમન યશ્ત** ઝંદ અવસ્તામાં પઢવામાં આવતી હતી. પણ ખરી વાત એ છે કે મહાગુરૂ જરથોસ્ત સાહેબની પસંદગીના એજમતી માંથ્રવાણીના કલામજ માત્ર અસલથી અત્યારસુધી બંદગી માટે વાજબી રીતે લાયક સમજવામાં આવ્યા છે, કે જેમાં દાનાઈ અને દુરઅંદેશી બંને ભેગી મળેલી જોવામાં આવે છે.

## બંદગીની હાલની ગોઠવણ જરથોસ્ત સાહેબની પસંદગી તથા સત્તા ધરાવનારીજ છે.

બંદગી અને ક્રીયાકામને માટે અવસ્તા-ઓ-ઝંદનું ભણતરજ બહાલ રહેલું છે, તેમજ સતાદાર ગણાતું આવ્યું છે. ફારસી ભાષામાં પાછલા વખતનું મોનાજાતરૂપી કેટલુંક લખાણ છે તે ઉપરથી કોઈ તરફથી એવું અનુમાન ખેંચવાની કોશેશ કરવામાં આવેછે કે બીજી ભાષામાં બંદગી કરવાનું નારવા સમજવામાં નહીં આવતું હતું. પણ એવી તકરાર કરનારા સાહેબો તદન ભુલી જાય છે કે **મોનાજાત એ બંદગી–કલામ નથી** અને તે પઢવાની

**કોઇને ફરજ નથી;** એ દુવારૂપી ભણતર **બંદગી કીધા પછીજ,** જેની મરજી હોય તે, પોતા તરફની દુવા અથવા અરજ તરીકે પઢે; પણ કદીએ **બંદગી દાખલ અથવા બંદગીને બદલે** કોઇપણ ખરો જરથોસ્તી **વાપરતો નથી.**

ન્યાયશો, યશ્તો વગેરે બંદગીઓ હાલ જે હાલતમાં આપણે ધરાવીએ છીએ તે છેલવેલી સાસાનીયન શેહેનશાહતના વખતમાં ગોઠવાયલી ગણીએ, તોપણ તેથી તેમની બુર્જોરગી કે સતામાં ઘટાડો થતો નથી. જેમ જણાવવ માં આવેછે તેમ, જરથોસ્તી "દીનને તાજી કરનાર" **આદરબાદ મારેસ્પંદ** સરખા અશો દસ્તુર અને માહાત્મા નરને હાથે આપણી પાસેના બાકી રહેલા અવસ્તા-ઓ-ઝંદ નવેસરથી ગોઠવાયલા હકે, તોપણ તેઓ પેગમ્બર સાહેબની પોતાનીજ સતા ધરાવનાર ગણાય, કારણકે મહાન દસ્તુર આદરબાદ દીનને તાજી કરશે એવી જરથોસ્ત સાહેબની આગાહી હતી (જુઓ પેહેલવી બહમન યશ્ત). હવે પેગમ્બર સાહેબની આગાહી પ્રમાણે "ધર્મને નવેસરથી આશકારા કરનાર દસ્તુરાન દસ્તુર"ની સુધારા વા વધારા સાથે ગોઠવેલી બંદગીઓ તે ખુદ પેગમબર સાહેબની પોતાની બાહલી અથવા પસંદગીનીજ હકી ચુકે છે. વળી દસ્તુર **આદરબાદ** સરખા, આગાહી મારફતે પસદ કાયેલા, પોતાના પ્રતીનીધીની બનાવેલી "પતેત" પણ ખુદ જરથોસ્ત સાહેબની સતા ધરાવનાર કેહેવાય. જરથોસ્તી દીનને અવ્યવસ્થાની હાલતમાંથી બચાવવાનું અને સમારવાનું બીકટ અને પેગમ્બરી દરજ્જેનું કામ ખોદાશનાસીમાં તથા પહરેજગારીમાં પુરવીણ એવા મહાન ધર્મગુરૂ આદરબાદે કીધું તે જરથોસ્ત સાહેબની ધારણા મુજબનું અને આગાહી પ્રમાણેનું, અને તેટલામાટે તે સાહેબની પસંદગીનુંજ, થયલું સમજવું જોઇએછે—જેમ હવેપછી **હોશેદર, હોશેદરમાહ** અને **શોશીયોશ** જુદેજુદે વખતે જરથોસ્તી ધરમને સુધારશે અને તાજો કરશે એવી આગાહી છે, કે જે પણ જરથોસ્ત સાહેબની ધારણા અને ઇચ્છા મુજબજ બનશે.

વળી, જરથોસ્ત સાહેબથી "ઉતરતાજ" દસ્તુરાન દસ્તુર આદરબાદે માત્ર રચી રચીને એક નાની "પતેત" રચી, અને બધી અસલ બંદગીઓ કાયમ રાખી દીનને "નવેસરથી તાજી કીધી", તે વગર શકે અવસ્તા બંદગીની તરફેણ જતી એક વધુ સાબેતી છે. ધર્મના તે વખતે થયલા ગેરબંદોબસ્ત પછી "પતેત" ની મારફતે, જરથોસ્તી ધરમની રૂએ ગણાતા ગુનાહોની ખોલાસાભરી સમજ આપવાની ખાસ જરૂર તે દીનઆગાહ દસ્તુરે જોઈ હોય, અને તેમ કરી ધર્મ ફરમાન સમજવામાં તથા બજા લાવવામાં મદદ આપવાની અગત વિચારી હોય, તેમાં નવાઈ નથી. પોતાની પહરેજગારી અને ચમતકારીક શકતીથી તાજદાર શેહેનશાહ, દમામદાર સરદારો, કાબેલ ધર્મગુરૂઓ અને કરોડો હમદીનોનું એકસરખું માન તથા તાબેદારી મેળવનાર દસ્તુર આદરબાદ જેવા ધર્મના વડા અધીકારીની, અને જરથોસ્ત સાહેબના પ્રતીનીધી જેવા અશો દસ્તુરની રદ નહીં થાય એવી સત્તા અત્યારસુધી માનપુર્વક કબુલ રખાતી આવીછે તે બરહક છે, અને તેમ કબુલ રાખવાની દરેક જરથોસ્તીની ફરજ છે. અશો આદરબાદ જેવા ખોદાઈ મારગે પોહચેલા, પેગમબરની પસંદગીના, અને ચમતકારીક શકતીના મહાગુરૂ પછી બીજા કોઈ (જોકે કાબેલ અને પહરેજગાર છતાં) એવી સર્વમાન્ય સતા ધરાવનાર થયા હોય એવું જણાયલું નથી. ધર્મના એવા સતાદાર વડા તથા ધર્મને સજીવન કરનાર અશો સાલેકે સુધારી ગોઠવેલી બંદગીઓને ફેરવવાની કોઇને સતા નથી. તેમને ઓછી અગતની દેખાડવાની કોશેશ, બરોબર બોલીએ તો, અપમાનભરી કરતાં ગુનાહભરી વધારે છે. ખરા જરથોસ્તી ભાઈઓએ એવા નાલાયક વિચાર અને એવાં પાપી કામથી હમેશ દુર રેહવું જોઈએ એમ કેહેવાની અગત નથી.

## ગુજરાતી બંદગીનું અઘટીતપણું—દુનીઆંદારીની રાહે.

બંદગીને લગતી આ તકરારમાં, આડકતરા અથવા નજીવા વાંધાને બાજુએ રહેવા દઈ, માત્ર મુખ્ય વાંધાઓનેજ લીધા આપ્યા છે; કારણ કે આ નાના ચોપાનીઆમાં વધારે લંબાણ કરવાનું બનતું નથી. પણ ઉપર આપવામાં આવેલા જવાબ પછી કોઈ તરફથી કંઇ વજનદાર વાંધો રહી ગયલો સમજવામાં આવે તો તેનો જવાબ ખુશી સાથે આપવામાં આવશે.

ગુજરાતીમાં બંદગી કરવાની વીરૂધ જેમ ધરમ છે તેમ સાદી સમજ પણ છે. જો અવસ્તા બંદગીઓનો ગુજરાતીમા તરજુમો કરી તેને બંદગી તરીકે ચલાવવા જેઓ માગતા હોય તેઓ જાણતા હશે. અને નહીં જાણતા હોય તો જાણવું જોઇએ, કે ભાષાશાસ્ત્રની સઘળી મદદ છતાં અવસ્તાનું આપણું હાલનું ગ્નાન એટલું ઓછું અને ખામીભરેલું છે કે કોઈ શબ્દનો એક વીદવાન એક અર્થ કરે છે તો બીજો તેથી જુદો, અને ત્રીજો વળી તેથી જુદોજ અર્થ કરે છે; એમ હોવાથી વાકયોની મતલબ એવી જુદી જુદી ઉઠાવવામાં આવેછે કે તેમના અર્થ ભરોસો મુકવાલાયક ગણવાને આપણને કુદરતી રીતે આચકો લાગે છે. વળી આત્મગ્નાનને લગતાં તથા બીજાં ભેદી લખાણોની ખરી સમજ ખોદાશનાસીનાં જોઈતાં ગ્નાન વગર અવસ્તા ભાષાના અભ્યાસીઓ ધરાવી શકે એ શકભરેલું છે. જેમ યંત્ર વિદ્યાથી અજાણ્યો ધણી, ભાષાનાં ગ્નાન છતાં, યંત્રોને લગતા ખાસ શબ્દો કે યંત્રોની બનાવટ, ગતી, વગેરેનું વર્ણન બરાબર સમજી શકતો નથી; જેમ રસાયનશાસ્ત્રના મૂળતત્વોનું ગ્નાન નહીં ધરાવનાર માણસ, ભાષા પુષ્ક જાણ્યા છતાં, રસાયણ પ્રયોગ, કે ચોકસ અંશ મળેલાં જુદા જુદાં તત્વો અથવા મીશ્ર પદાર્થો દરશાવનારી, અક્ષર તથા આંકડા મારફતે જણાવેલી, ટુંકી નીશાનીઓથી તે તત્વો કે પદાર્થો જાણી શકતો નથી, તેમ આત્મગ્નાનથી બીલકુલ અજાણ્યો ધણી ધર્મનાં ભેદી ભણતરો સમજી શકે નહીં. દાખલા તરીકે, જ્યારે રસાયનશાસ્ત્રથી મહીતગાર ધણી Na Cl ચીન્હો જોતાં-વાર "મીઠું" અથવા નીમક સમજેછે, અને બાહરના ખાલી અક્ષરો શું અર્થ ધરાવેછે તે સર્વ જાણેછે, ત્યારે એ વિદ્યાથી અજાણ્યો ધણી, ભાષાનું ગ્નાન ધરાવ્યા છતાં, એ ચીન્હોનો ગુપ્ત અર્થ સમજવાને નાસફળ થશે. પેહેલો ધણી જ્યારે $FeSO_4.7H_2O$ ચીન્હો જોતાંને વાર "હીરાકસી" નામના સાધારણ ચીજ સમજી જશે, ત્યારે બીજો એ વિદ્યાના ગ્નાન વગર તેને કદાચ બીજગણીતનો કંઈ દાખલો સમજી, ગુણાકાર ભાગાકાર મારફતે તેનો અર્થ મેળવવાનાં ફાંફાં મારે તો તે બનવાજોગ છે. ભાષા જાણ્યા છતાં, ચોકસ વિદ્યાનું ખાસ ગ્નાન ધરાવ્યા વિના જેમ તે વિદ્યાને લગતી બાબતો સમજી શકાતી નથી, તેમજ, અને તે કરતાં ઘણું વધારે, ધર્મનાં ભેદી લખાંણો ખોદાશનાસીનાં ગ્નાન વગર, કે પરહેજગારીથી નીપજતાં અંતરગ્નાન અથવા જાતી અનુભવ વગર સમજવાં અશક્ય છે. અવસ્તા શબ્દોના અર્થનું અચોકસપણું, અને લખાંણની ખરી સમજ કે બાબદ વીશેનું અગ્નાનપણું હાલ છે તેવું જ્યાંસુધી ચાલુ રહેશે ત્યાસુધી તેના તરજુમા જેમ હમણા કામચલાઉ અને ફેરવાતા જતા માલમ પડેછે તેમ રેહશે. એવા અપુર્ણ અને ખાંમીભરયાં ગ્નાન સાથે અવસ્તાની ઉંડા અર્થની બંદગીઓનો તરજુમો કરવામાં આવે તો તે ભરોસો રાખવાલાયક હોયજ ક્યાંથી? અવસ્તા ઉપરથી ગુજરાતીમાં બંદગી ઉતારવાનું બને એવું નથી તેનું બીજા ભેગું એ એક કારણ છે.

હવે એનો ઉપાય, કેટલેક ઠેકાંણેથી, ગુજરાતીમાં "નવી બંદગી" રચવાનો દેખાડવામાં આવ્યો છે; પણ એ ઉપાય સાંમે ઘણા મજબુત વાંધા છે. પેહેલો વાંધો એ કે—શું કોઈ અલફાતુ આદમીનું લખાણ "જરથોસ્તી ધર્મ" અને તેટલામાટે "જરથોસ્તી બંદગી"

ગણી શકાશે? કદી નહીં. એવું સત્તા વીનાનું, કોઇ સાધારણ પુરૂશનું ગમે એવું ભકતીરૂપી લખાણ "જરથોસ્તી" ગણાવાનો દાવો કરી શકેજ નહીં; તે 'જરથોસ્તી" એલકાબનો મરતબો ભોગવવાને તદન નાલાયક છે. બીજો વાંધો એ છે કે એક ધણી, કહો કે એક ભાઇ, "બંદગી" બનાવે તેને બીજો શામાટે માથે ચઢાવી કબુલ કરે? એક ગવૈયો કે એક કવી પોતાનાં ગાયન કે કવીતાને "બંદગી" ઠોકી બેસાડે, તો તેનો પડોશી કે હરીફ શામાટે તેને પોતાનો પેગમ્બર માની લે? એ પ્રમાણે થાય તો શેહેરે શેહેરજ નહીં, પણ મોહોલે મોહોલે અને ઘેરે ઘેર પીરાનપીરો અને પેગમ્બરો ઉભાઈ નીકળે તો તે શું આશ્ચર્યકારક ગણાશે? હમણાં પારસી કોમ કોઇ પ્રરતી સત્તા ધરાવનાર આગેવાનના કાબુ વગર જેમ નીરઅંકુશ થઇ પડી છે, તેમ પેગમ્બરી પવીત્ર કલામની સત્તા વગર બંદગી જેવું કંઇ રહેશે નહીં, તથા કોઈ આદમીનું ભકતીરૂપી લખાણ બંદગીનો દરજ્જો કદી મેળવી શકશે નહીં, અને તેને બંદગી તરીકે સ્વીકારવાની અને વાપરવાની કોઈ પોતાની ફરજ સમજશે પણ નહીં.

પણ ગુજરાતીમાં બંદગી કરવાની પોહેજો મોઢે વાત કરવામાં આવે છે તે કેઇ ગુજરાતી—મુંબઇની પારસી-ગુજરાતી કે અમદાવાદી હીંદુ-ગુજરાતી? કોઇને હીંદુ ગુજરાતી ગધેડાંના ભુંકવા જેવી કઠોર અને નહીં સમજાય એવી લાગશે, તો કોઇને પારસી ગુજરાતીની ભેલમભેલની સુગ લાગશે. કોઇ મુંબઇગરા પારસીને—"સારી જેહાનના સાહેબ તુ"—જેવો કંઈ રાગડો કાઢવાનું ગમશે, ત્યારે કોઇ અમદાવાદી પારસીને "અખીલ બ્રહ્માંડના ઇશ"નો સુર મધુર લાગશે તેનું શું? વળી સુરતી ભાઇની ભાષા કાઠયાવાડી ભાઇને બધી રીતે પસંદ પડે નહીં તો તેનું કેમ? એ તો ગુજરાતીની વાત થઇ. પણ હવે કલ્યાણીના મરાઠી બોલનાર પારસીઓનું શું? તેઓ કહેશે કે "ગુજરાતી શું બલી? હમારી જન્મ ભાષા મરાઠી કેવી મધુર તથા સેહેલી છે! ગાયનરૂપી બંદગી જોઇએ તો હમારૂ "દેવા, દેવા—જીજીજીજી જીઇઇ અઅઅ" નું ગીત કેવું મધુર અને ભકતીરૂપ છે! તમારાં કાન દુખે એવાં વજંતરને ખુણે નાંખો—હમારાં ચંગ અને ઢોલક સાથે લલકારેલાં ગીત તેજ જીવને ખુશ કરનાર બંદગી તેમજ વળી સ્વર્ગે પોંહોચાડનાર "ખોદાઇ ગાયન" છે. એજ રીતે ઉત્તર અને દક્ષીણ હીંદુસ્થાનમાં વસનાર પારસીઓ પોતાના વપરાસમાં રાત દીવસ આવતી ભાષા—પછી તે ઉરદુ કે હીંદુસ્તાની, તામીલ કે તેલેગુ હોય—તેમાં મનપસંદ બંદગી રચવા અને કરવા કાંય નહીં માંગે? આગળ જતાં, ઘંધાને સર જંગબારને પોતાનું વતન કરી રહેલો કોઇ જરથોસ્તી જંગબારી ભાષાને માટે કાંય નહીં દાવો કરે? પણ એટલે દુર જવા કરતાં આપણાં ઘર આગળ "જંગલા" બની ગયલા પારસીઓ, જેમને દેશી ભાષા કે દેશી રીતભાત ગમતી નથી, જેઓ ગુજરાતી પત્ર વાંચતા નથી કે નથી ગુજરાતી ચીઠી લખી શકતા, તેઓ, જેમ હાલ ગુજરાતીને વાસ્તે તકરાર કરવામાં આવે છે તેમ, અંગરેજી ભાષામાં બંદગી કરવાની હીમાયત કરવાથી શું અટકવાના હતા? એ નકલખોર વર્ગ જો કદી બંદગી કરવાનું વાજબી વીચારે—અને જો ખ્રીસ્તી બંદગીનો ઉપયોગ નહીં કરે—તોપણ O God, my dear Lord કરયા વગર તો રહેજ નહીં. અંગ્રેજી ભાષા લીધી તો પછી અંગ્રેજી રીત પ્રમાણે ખોદાને પણ my dear ( મારા પ્યારા ) કરયા વગર શું ચાલવાનું હતું? અહીં જોકે રમુજ કરવાની જગા નથી, તોપણ કંઈક રમુજ જેવું માલમ પડે તો તે ખુદ તકરારને લીધે છે.

## પારસીઓમાં એકદીલી જાળવનારૂ એકલું સાધન અવસ્તાજ છે.

ઉપલી તકરાર ઉપરથી જે ગંભીર વિચાર ઉપજે છે તે એજ કે નાની, વીખરાઈ પડેલી, પારસી કોમમાં આ ગુજરાતી બંદગી જેવો અવિચારી સવાલ કેટલાં તડાં નહીં પાડી શકશે,

કેટલા પંથને જનમ નહીં આપશે, અને કેટલી જુદાઈનું મુળ થઈ નહીં પડશે? આજે ફારસી, મરાઠી, કે ગુજરાતી બોલનાર જરથોસ્તીઓ, વેહેવારૂ ભાષાની જુદાઈ તેમજ પેહેરવાસનાં ફરક છતાં, ધર્મભાષા સામાન્ય હોવાથી ભેગા મળી બંદગી કરી શકે છે, અને તેથી એકમેકની દીલસોજી પણ વધી શકેછે. એ વીખરાઈ પડેલા વર્ગોને જોડા રાખનાર જે એકજ બળવાન જીવતું સાધન રહ્યું છે તે માત્ર આ ધર્મની ભાષાનું છે, કે જે વળી ખુદ ધરમનું એકપણું તથા મળતાપણું સાચવી રાખનાર પણ છે. ભાષાની અણદીઠ અસર ઘણી મોટી છે—એજ કારણથી પોલાંડ દેશમાંથી પોલીશ ભાષા બને એટલી નાબુદ કરવાને રશીયન રાજઅધીકારીઓએ કીધેલી કોશેશ વિષે આપણે જાણીએ છીએ. જેમ સ્વદેશી ભાષાથી સ્વદેશનું, તેમ ધર્મની ભાષાથી ધર્મનું અભીમાન અને યાદ જળવાયલો તથા ઉસકેરાયલો ચાલુ રહે છે. વળી ભાષાની છુપી અસર કેટલીબધી છે તે ખ્રીસ્તી પાદરીઓ સારી પેઠે સમજતા દેખાય છે. પશ્ચીમ તરફની કેળવણી હીંદુસ્થાનના રેહવાસીઓને આપવા સારૂ તેઓ જે કેળવણીખાતાં ઉભાં કરે છે તેની મુળ મતલબ એજ જણાયલી છે કે ભાષા મારફતે પોતાના ધરમના આચારવિચારો દેશીઓના મન ઉપર ઠસાવવાનુ કામ સેહલાઇથી બની શકે છે, કે જેથી અંગ્રેજી કેળવણી લીધેલા દેશીઓને પાછળથી ખ્રીસ્તી ધરમ તરફ ખેંચવામાં તેમને ફતેહ મળે જાણીતા પાદરી વીલસનેબી એજ વીચારથી કામ લીધું હતું. કે જે તેની સ્થાપેલી કોલેજના હમણા (માર્ચ ૧૮૮૯) છપાયલા હેવાલ ઉપરથી સાફ જણાશે:—
He made the Free General Assembly's Institute an educational institution, believing, one might suppose, that rescuing natives from their gross superstitions *and acquainting them with English literature, which is permeated with Christian ethics,* was half the battle won.

ખ્રીસ્તી પાદરીઓના એ દાખલા ઉપરથી પણ આજનાં મંદ લાગણીના પારસી ભાઇઓએ ધડો લઈ ઝંદ ભાષાની કેળવણી પોતાનાં બચાંઓને આપવાની મોટી જરૂર સમજવી જોઇએ.

જેનો વપરાસ નહીં તેનો નાશ કુદરતના કાયદા પ્રમાણે થતોજ આવેછે. જો તમે એક હાથ કે શરીરના કોઈ બીજા અવયવને વાપરો નહીં તો ધીમે ધીમે, પણ ચોકસપણે, તે ભાગ મરતો જશે એ કુદરતનો જાણીતો નીયમ છે. એજ નીયમ જેમ ચીજોને તેમ ભાષાને લાગુ પડે છે. ખ્રીસ્તી પ્રજા અને ધર્મનો આજે દોર છતાં તેમની અસલ ધર્મભાષાને તેઓએ બાજુએ નાંખવાથી સેંકડે કેટલા જણ તેનું ગ્નાન ધરાવેછે અથવા તે શીખવાની કે સમજવાની કાળજી રાખે છે? તેથી ઉલટું હીંદુ, મુસલમાન, વગેરે, પ્રજાઓ તરફ જુઓ. રાજ્ય તરફની ઝાઝી મદદ નહીં છતાં તેઓની ધર્મભાષા, જ્યાંભી હીંદુ કે મુસલમાન હોય ત્યાં, અસલ જેવીજ વપરાતી, ભણાતી અને સજીવન રહેલી માલમ પડેછે. દુર શા માટે જવું? જુઓ મુંબઈની પાઠશાળાએ ગુજરાતી, મરાઠી, વગેરેને ઉંચી પરીક્ષાઓમાંથી હાંકી કહાડયાથી કેવું પરીણામ નીપજતું જાય છે? એ દેશી ભાષાઓ લખોની વસ્તીની વેહેવારૂ અને રોજીંદા વપરાસની બોલીઓ છતાં, અભ્યાસીઓએ તેમનો અભ્યાસ પડતો નાંખ્યો છે; અને જ્યારે પારકી ભાષાઓમાં તેઓ પ્રવીણતા મેળવે છે ત્યારે પોતાની સ્વદેશી ભાષામાં અફસોસકારક અગ્નાનપણું બતાવેછે. એ બાબે મરાઠી, ગુજરાતી, વગેરે પ્રજાઓ ભેગા પારસીભાઇઓ પણ ફરીયાદ ઉઠાવવા નીકળ્યા છે. હવે એમાં અજાયબ જેવું આ છે કે દેશી ભાષાઓને બાતેલ કરવા માટે ફરીયાદ કરનારાઓ-

માંના કેટલાક પારસીભાઈઓ તો અવસ્તાને છોડી ગુજરાતીમાં બંદગી કરવાની તરફેણ કરનાર તરીકે જણાયલા છે! પણ જો તેઓ એટલા ઉપરથી ધડો લઈ, પ્રમાણીક માણસ તરીકે, પોતાના ભુલભરેલા વિચારને વળગી નહીં રહેશે તો આપણે ખુશી થશું. ગુજરાતીમાં બંદગી કરાવવા જેવું અવીચારી પગલું પારસી કોમની ઐકયતાનો જરૂર નાશ લાવનાર થઈ પડશે, તથા હજારો વરસના, સર્વથી પુરાતન અને બુલંદ ધર્મ—જેની પવીત્ર શીલસુફી અને ખુબીઓ આજેબી પારકા ધર્મનાં વિદ્વાનોનું માન અને સ્તુતી મેળવે છે—તેને નાબુદ કરનાર થઇ પડશે. દીનદુશમનોથી આજસુધી નહીં બન્યું એવું દોજખી કામ, દુનીયાંની લેયાનતભર્યું કામ, જરથોસ્તી તરીકે પોતાને ઓળખાવનાર કોઈબી શખ્સ કરવાને શું ખુશી થશે? ગુજરાતી કે ઝોવાનીસ ભકતી કદીપણ જરથોસ્તી બંદગી દાખલ ગણી શકાયજ નહીં—તે કરનાર જરથોસ્તી કહેવાયજ નહીં, તથા જરથોસ્તી હોવાનો દાવો તેનાથી થઈ શકેજ નહીં, તે ખુલ્લું છે. ગુજરાતી "બંદગી"થી પારસી કોમને કશો ફાયદો થશે નહીં; પણ હજારો વરસનો, લખો નહીં પણ કરોડો જાનોને ભોગે બચાવેલો, દેશ અને દોલત ખોહી સાચવી રાખેલો, અને અસંખ્ય મુસીબતો વચ્ચે પેહડી દરપેહડી જાળવી રાખેલો અતી કીંમતી અને પવીત્ર વારસો ગુમાવવાનાં બદલામાં આજના પારસીઓને પોતાનાં ગુરજર નેયાગાનો તરફની કદુવા, આ દુનિયાંનો ધિક્કાર અને પેલી દુનિયાંના ભારી પશ્ચાતાપ સીવાય બીજું કશું મળશે નહીં. એ અતી નુકશાનકારક પગલું નાનાં જરથોસ્તી ટોળાંને અનેક તડાંમાં વેંહેંચી નાંખશે, અને તેમની સલાહસંપજનો છેડો લાવશે. એક પ્રજા કે એક ટોળાંમાં ફાટફુટ અને જુદાઈ પાડવા જેવું મહા પાતકી કામ બીજું શું હોય? આજે જ્યારે જુદી જુદી કોમો તથા ન્યાતોને એકત્ર કરવાની ચોમેરથી ભલામણ થાય છે, ત્યારે પારસી ટોળાંને વેંહેંચી નાંખવા જેવું પાપી કામ શું થોડું અફસોસકારક, શું થોડું ધિક્કારને પાત્ર થશે? જે ગ્રહસ્થો એવો નુકશાનકારક વિચાર હજી ધરાવતા હોય તેમની સાદી સમજને "અપીલ" કરી આપણે આશા રાખશું કે તેઓ પોતાની ભુલ જોશે—કંઈ નહીં તો અવસ્તાને છોડી ગુજરાતી રાગડાઓની બંદગીને વળગવામાં ફાયદા કરતાં વધતો ગેરફાયદો તેઓ જોશે. આ સુધારાના કહેવાતા વખતમાં પોતપોતાનો મતફેર વીસારી મેલવા અને કોમકોમોએ અને માણસ માણસે પોતાનાં લાભનો વધતો ઓછો ભોગ આપવા વિષે લખાંણો તથા ભાષણો કરવામાં અને મંડળીઓ સ્થાપવામાં આવે છે—"નેશનલ કાંગરેસ" સરખી હીલચાલોને જનમ આપવામાં આવ્યો છે,—એવા વખતમાં પારસી ટોળામાં મતફેરના બી વાવી કુસંપ અને જુદાઈ ઉઠે એવું કરવું ભારી ઠપકાલાયક ગણાવું જોઈએ, કે જેમ કરવામાં કંઈ પણ સુધારો યા કશુબી વાજબીપણું છેજ નહીં.

## યુરોપની નવી "વોલાપુક" અને એશીયાની હજારો વરસની ઝંદ.

હરેક ભાષા વપરાસથી જીવતી રહે છે એટલુંજ નહીં, પણ અનેક કારણોથી તેનો ઉપયોગ કરનારાપર વધતી ઓછી અણદીઠ અસર કરતી રહે છે, કે જેની સમજ વિષે ફારસી કે અંગરેજી ભાષાના હાલના અભ્યાસનો ઈસારો કરવો બસ થશે. આજે એક સામાન્ય ભાષાની કેટલી બધી અગત વીચારવામાં આવે છે તે વિષે બે બોલ અત્રે જણાવવાની જરૂર દેખાઈ છે. યુરોપખંડની જુદી જુદી ભાષા બોલનારી અનેક પ્રજા વચ્ચે સેહેલાઈથી વેહેવાર ચાલે એવી સામાન્ય ભાષાની ગેરહાજરીમાં ફ્રેંચ ભાષાનો જો કે આસરો લેવામાં આવે છે, તોપણ તેની લખવાની અને બોલવાની અગવડ ભરી રૂઢીથી, તેમજ બીજાં કારણોથી, તે સરવેની પસંદગી ખેંચી શકતી નથી; અને જોઈતી ગરજ સરતી પણ નથી. એટલામાટે

હમણાં થોડો વખત થયો Volapük ને નામે એક સામાન્ય ભાષા ઉભી કરવામાં આવી છે. તેની ખાસ ખુબી આ દેખાડવામાં આવેછે કે દરેક અવાજનો એકજ અક્ષર અથવા નીશાની છે; અને અંગરેજી, ફ્રેંચ, વગેરે ભાષાઓમાં ઘણીક વખત જેમ શબ્દોના ઉચ્ચાર કરતી વખતે કેટલાક અક્ષર ગુમ રહેછે તેમ એ "વોલાપુક"માં નકામા અક્ષર નહીં હોવાથી વાંચવે તથા બોલવે ઘણી સેહેલી પડે છે. વળી તેમાં જાતી, વચન, વિભક્તી, વગેરે બાબદમાં પણ ચાલુ યુરોપીયન ભાષા કરતાં વધારે સેહેલાઈ માલમ પડેછે. હવે ઝંદ તરફ નજર કરીએ તો નવી "વોલાપુક" ને માટે દેખાડવામાં આવતા ઘણાખરા સઘળા ફાયદા નજરે પડે છે. ઝંદ ભાષામાં ચોક્કસ અવાજની ચોક્કસ નીશાની છે, એટલે એક અવાજનો એકજ અક્ષર છે; એમાં પણ કોઈ અક્ષર ઉચ્ચારમાં છુપો રહેતો નથી તેમજ એક કરતાં વધારે અક્ષરોનો એકનો એકજ ઉચ્ચાર થતો નથી. વળી એમાં ગુજરાતી, મરાઠી કે સંસ્કૃત માફક "કાના," "અજ્જુ," કે "વરડુ" ની કશી ગુચવણ નથી. એ કારણથી, જેવા મુળાક્ષર આવડ્યા કે વાંચવાની કશી હરકત રહેતી નથી. ઝંદની ગોઠવણ એવી સાદી અને એવી સંપુર્ણ છે કે એક વિદ્વાન જેટલી સવલતાથી અને શુદ્ધ ઉચ્ચારે વાંચે તેટલીજ સવલતાથી અને શુદ્ધ ઉચ્ચારે એક શીખાઉ, મુળાક્ષર શીખ્યા પછી, વાંચી શકે. ઘણી ભાષાઓ એ બાબદમાં અપુર્ણ છે, કે જેથી તેમના અભ્યાસમાં એક મોટી નડ થઈ પડે છે. પણ ઝંદ ભાષા એ બાબતમાં બધી ભાષાઓ ઉપર સરસાઈ ભોગવે છે.—પારસીઓ માટે તો તે બધી રીતે યુરોપની નવી બનાવેલી "વોલાપુક" સરખી છે. ઝંદ પારસીઓનાં અસલી વતનની માન પામેલી ભાષા છે એટલુંજ નહી પણ તેમનાં ધર્મની પવીત્ર ભાષા પણ છે—અને તેટલામાટે તે જેમ સામાન્ય છે તેમ સર્વમાન્ય છે. એવી પુરાતન, પવિત્ર, અને બધી રીતે સેહેલી ભાષાને દરેક જરથોસ્તીએ પોતાનાં બચ્ચાંને નાનપણથી શીખવી સજીવન રાખવી જોઇએ. એમ કરવામાં કંઈ પણ મુશકેલી નથી. ફોકટની તકરાર કરવામાં જેટલો વખત અને વિચાર ગુમાવવામાં આવેછે તેટલોજ જો જરથોસ્તી બચ્ચાંઓને ઝંદ અવસ્તા શીખવવાની કંઈ ગોઠવણ રચવામાં રોકવામાં આવે તો પવીત્ર માંથ્રવાણીનો બચાવ કરવા જેવું સવાબવંતુ, રૂડું કામ થશે એટલુંજ નહીં, પણ બંદગીના બાબમાં પણ મનમાનતો શુભ ફેરફાર થોડા વખતમાં જોવામાં આવશે.

## જરથોસ્તી ભાઈઓને છેલી એલતેમાસ.

પારસી ભાઈઓને એક છેલ્લી અરજ કરીને આ બાબત ખતમ કરીશું. પોતાને જરથોસ્તી કેહેવાડનાર સર્વે ભાઈઓએ પોતાના અસલ સ્વદેશની અને સ્વધર્મની ભાષાની કેળવણી પોતે લેવાની તથા પોતાનાં બચાંઓને આપવાની, તેમજ તેમાંના પવિત્ર ભણતરોના અર્થો સમજીને તે પ્રમાણે ચાલવાની, એકદીલીથી મજબુત, ચાલુ, ખંતી કોશેશો કરવી ઘટે છે. એમ કરવાની **જરથોશ્તી તરીકે** આપણી પેહેલી અને અઇન **ફરજ** છે; એ ફરજ બજાવવાથી બેઉ જેહાનની સુરખરૂઈ હાંસલ કરવા સાથે, આપણી ઉપર અને આપણી ઓલાદ ઉપર ખોદાની મેહેર તથા ગુરજર પામેલાં નેયાગાનોના ભલા આશીરવાદ ઉતરશે. એવું જશવંતુ અને સવાબવંતું કામ કરવાની સર્વે જરથોશ્તી હમદીનોને પાક પરવરદેગાર નેક બુદ્ધિ અને જોઇતી શક્તિ બક્ષે! "યથ જમયાદ યથ આફ્રીનામી"—જેમ હું દુવા માંગુછું તેમ થાઓ!

# [ વધારો ૧ લો. ]

## અવસ્તા બંદગી અને તેના સંબંધમાં ઉભા થયલા કેટલાક અગતના સવાલો વીશે દસ્તુર સાહેબોએ કીધેલો ખોલાસો.

[દસ્તુર ડાકતર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆસા, M.A., Ph.D., નું મત.]

મુંબઈ, રોજ ૬, માહ ૯, સને ૧૨૫૮ યજદેજરદી.

તા૦ ૨૦ મી મે, સને ૧૮૮૯ ઇસિવી, વાર સોમે.

નેકનામ શેઠજી સાહેબ,..............

સાહેબ,

જત ચાલતા માસની તા૦ ૪ થીનો તમારો પત્ર, તેની સાથે અવસ્તા-બંદગીનાં ચોપાન્યાંની એક નકલ તથા તેના "કરતા"ની ચીઠી અમોને બર વખતે મલીછે; પરંતુ અતી ઘણાં અગત્યનાં કાંમની રોકાણને લીધે તેનો પ્રત્યુત્તર વાલવાને બન્યુ નથી. જે બાબતોનો એમાથી ખોલાસો ચાહોછો તે અત્રેથી લખી મોકલવામાં આવેછે.

જવાબ ૧ (ક)—આપણુ જરથોસ્તીઓની બંદગી કરવાની રીતીમાં અસલવારેથી તમોએ જણાવેલાં જેવાં વજંત્રો—"જેવાંકે, પડઘમ, પીયાનો, સારંગી, તતુડી, છમછમીઆં, ઇત્યાદી"—વાપડવેશમાં લેતા ન હતા; જો આપણા લોકો તેમ લેતા હતે, અથવા બંદગી કરતી વખતે વજંત્ર સાથે બંદગી કરવાનું ફરમાન હતે તો તે ફરમાન આપણા પુરાણા અને પવીત્ર ધરમને લગતી કોઈ પણ કેતાબોમાં મોજુદ હતે, અથવા વજંત્ર સાથે બંદગી કરવાનું રવા હતે તો તેને લગતો રેવાજ પણ આજ દીન સુધી ચાલુ રહયો હતે; પણ તેવું કશુ છેજ નહીં. વજંત્ર સાથેજ બંદગી કરવાની હતે તો બંદગી જેવી અગત્યની બાબદમાં વજંત્ર સાથે બંદગી કરવાનો રેવાજ કદી કોઈ કાળે પણ ગુમ થતે નહીં. અને તે સાથે તમોએ જણાવેલાં જેવાં વજંત્રના નામો અવસ્તામાં કેથે પણ મલતાંજ નથી. એ સઘલાં ઉપરથી ખોલ્લું જણાય છે કે બંદગી કરતી વખતે વજંત્ર સાથે બંદગી કરવાનું ફરમાન તથા રેવાજ આપણા લોકોમાં ધર્મની રાહે મુદલ છેજ નહીં.

ખ—બંદગી કરતી વખતે કોઇબી જમાનાના અને કોઇબી દેશના અસલવારેથી તે હાલ જમાનાનાં જરથોસ્તીઓ સુધી, અવસ્તા કલામમાં બંદગી પઢવા શીવાય, કોઇપણ જાતનાં ગાયણુ કે વજંત્રનો ઉપયોગ બીલકુલ કરતા ન હતા.

૨—(ક) જરથોસ્તી—પવિત્રાઈ સાચવવા, હાલ જેમ કાયદો છે તેમ, દશતાનવાલી ઓને જરથોસ્તીઓએ એલાહેદી રાખવાની ઘણીજ અગત્ય છે. એ વીશે અમારી તરફથી વધુ કેહવા કરતાં ખુદ આપણાં પવીત્ર વંદીદાદનાં ધર્મપુસ્તકની ૧૫ મી, ૧૬ મી, તથા ૧૮ મી પરગર્દોમાં વીગતે વર્ણન કરવામાં આવ્યું છે. તેમજ અમોએ છપાવી પ્રગટ કરેલી "સદદરે બેહરે તવીલ" કેતાબની બીજી આવૃત્તીનાં બાબ ૪૫ માં સફે ૨૩૩ મેથી આવેલી છે. એ સીવાય રેવાયતોમાં અને બીજી કેતાબોમાં દશતાન સાચવવાને લગતી બાબત વિશે વીગતે આવેલું છે, તે વાંચવાથી ખાતરી થશે.

(ખ)—"એવી ઓ સુકાં કે લીલાં, જાડાં કે પતલાં, નાંનાં કે મોટાં લાંકડાંને, તેમજ પથર તથા ધાતુની સીવાય બીજી હરકોઈ ચીજને અડકે તો" અલબત્તે તે ગુનાહભરેલું તેમજ ઘણુંજ ધર્મ વીરૂદ્ધ છે. એ વીશે પણ પવિત્ર વંદીદાદની મજકુર પરગર્દો તથા સદદરે બહરે તવીલ કેતાબનો ઉપલોજ બાબ જોવો.

(ગ) જાણીજોઇને પવિત્રાઇનો ભંગ કરનારી તેવી સ્ત્રીને કોઇબી રીતની ક્રિયામાં સામેલ થવાનો તેમજ ક્રિયામાં ભાગ લેવાનો બીલકુલ હોકમ નથી. અને તેમ તેણીથી કદી પણ કોઇપણ જાતની ધર્મની ક્રિયામાં સામેલ થવાયજ નહી—સીવાય તે સ્ત્રી પોતાની દસ્તાંની હાલત સાચવતી હોય અને પવિત્રાઇ તથા પરેહજગારીથી ચાલતી હોય. અગરજો કોઇ દસ્તાંનવાલી સ્ત્રીની નજર કોઇબી ધર્મને લગતી ક્રિયા ઉપર પડે છે અથવા તો કોઇબી બંદગી કરતુ હોય તેની ઉપર પડે છે તો તે ક્રિયા અથવા બંદગી અવાવ યાને રદબાતેલ થાય છે.

(ઘ) દસ્તાનવાલી સ્ત્રીને અસ્સલવારેથીજ માલ ઉપર બેસવાનો તેમજ બેસાડવાનો હોકમ નથી. સબબકે દસ્તાંનસ્થાનને લગતી જગો સદંતર એલાહેદીજ રાખવા કહેલી છે. જો માલ ઉપર બેસવા અથવા બેસાડવામાં કશી અડચણ ન હતે તો તેવી જગા હરગેજ જુદી કરવાનું આપણા પવિત્ર અને બરહક ધર્મમાં ફરમાન આવતે નહી એ વીશે પણ અમો તમોને વંદીદાદની મજકુર પરગર્દોનો હવાલો આપીએ છીએ. અને દસ્તાનવાલી સ્ત્રી જો માલ ઉપર બેઠી હોય તો તેની નીચેનાં ભાગમાં કોઇબી પવિત્ર ક્રિયાને લગતું કામ થાય નહી. અને જો થયું હોય તો તેને ખલલ યાને નુકસાંન પોહચે અને તેવી ક્રિયા હરગેજ રવા રહે નહી.

(ચ) જેમ હાલે સાધારણ રીતે રેવાજ છે તેમ, સુવાવડી સ્ત્રીએ ખચીત કરીને ૪૦ દીવસ સુધી દૂર રહેવું મુનાસેબ છે. એ વીશે પવિત્ર વંદીદાદ નુસ્કની આઠમી પરગર્દની પેહલવી શરેહમાં બે ઠેકાણે આવેલું છે, તેમજ પેહલવી અને ફારસી રેવાયતો તથા ધર્મને લગતી બીજી કેતાબોમાં, અને અમોએ છપાવી પ્રગટ કરેલી "સદદરે-બેહરે-તવીલ" ની બીજી આવૃત્તીના બાબ ૮૬ માં, હાલની વૈદક શોધને આધારે નોટ આપી ખોલાસો પણ કરેલો છે તેમાં લંબાણુથી વર્ણન કરવામાં આવ્યું છે તે વાંચી વાકેફ થવું.

૩—(ક.) "ગોમેઝ" અથવા નીરંગ દરરોજ લેવાની દરેક જરથોસ્તીની અલબતે અહાન અને નહી છુટાય એવી ફરજ છે. એ વીશે અમોએ નેરંગ ઉપર લખેલી વાઆજનું ચોપાન્યું આ સાથે મોકલી આપીએ છીએ તેમાંથી સઘલું વીગતે જણાઇ આવશે.

(ખ.) દૂર બેઠેલી સ્ત્રીનો વાપડવેશ તો હમેશા નેરંગ સાથેજ હોય છે. પાણીને તો જ્યાંસુધી તેવી સ્ત્રી પવિત્ર થાય નહી ત્યાંસુધી પોતાના શરીરે લગાડવાનો બીલકુલ હોકમ નથી. એ વીશે વંદીદાદ નુસ્કની મજકુર પરગર્દો તથા "સદદરે-બેહરે-તવીલ" ની બીજી આવૃત્તીનો ૪૫ મો બાબ જોવો.

(ગ.) નવજોત વખતે તથા નાહાન નાહતી વખતે "નેરંગદીન" પાવાની ઘણીજ અગત્ય છે. જો એવો હોકમ હોય નહી તો હાલ સુધી તેનો રેવાજ ચાલુ રેહે નહી. ધર્મનાં એવાં ફરમાન ઉપરથીજ એ રેવાજ હાલ સુધી ચાલતો જણાય છે.

ક.—(૧) આપણા બરહક પેગામ્બર સાહેબ અશો સ્પીતમાંન જરથોસ્તે પવિત્ર ગાથાવાણીમાં કે બીજે કોઇપણ ઠેકાંણે એવી "વસીઅત" કીધીજ નથી કે તે સાહેબની પછી કોઇએ પણ નવી બંદગીઓ જોડવી; અને તે સાહેબની બંદગીઓને બદલે નવી બંદગી જોડવાનો અધીકાર કોઇને પણ છેજ નહી.

(૨) "ન્યાયશ તથા યસ્તો કોઇ નહી જણાયલા જરથોસ્તીઓની બનાવેલીછે" એ બોલવું સરફ હેમાકતભરેલું અને લોકોને ધર્મ ઉપરથી બેરાહ કરવાનું છે. અને એવું સમજાવનારાઓ તે કુદરતના ખાવંદના ઘણાજ તકસીરવાર થાયછે. એ બંદગીઓ તો જરથોસ્ત સાહેબના વખતથી ચાલતી આવીછે; તેમાં બીજા કોઇનો હાથ નથી.

ખ.—(૧) ન્યાયશો તથા યસ્તો અને આફ્રીનોમાં ખોદાપરસ્તી સીવાય કાંઇબી ઉલટું અથવા જુદું છેજ નહી. એ યસ્તો, ન્યાયશો તથા આફ્રીનો પણ બારીકીથી જોતાં કુદરતના સાહેબનેજ લાગુ પડેછે.

ગ.—(૧) "હમાયસ્ત" ની ક્રિયા સીકંદરના વખત પછી કોઇએ પણ ઉભી કીધી નથી. "હમાયસ્ત" ની ક્રિયામાંતો, ચોકસ ફરેસ્તાઓની નયતે, યજશને, વંદીદાદ વીગેરેનાં પવિત્ર અવસ્તાઓનું ભણુતણુ કરવામા આવેછે. "હમાયસ્ત" વીશેના એવા પુસ્તામાં મોટું અજ્ઞાનપણું દીસેછે.

(૨)—"હમાયસ્ત" એ ક્રિયાનું નામ છે; જેમકે "નેરંગદીન", "રપીથવન", "ફરવરદીઆંન", "ગેતી ખરીદ" ઈત્યાદી છે. અને એ "હમાયસ્ત"ની ક્રિયા ઘણીખરી સુવાવડી તથા દશતાંનવાલી સ્ત્રીઓનાં બાબમાં વિશેષે કરી થાયછે.

ઘ.—દસ્તુરાંન દસ્તુર આદરબાદ મારાસ્પંદના વખતમાં શેહનશાહી અને કદમી જેવાં તડાં હતાંજ નહી અને તે સાથે અવસ્તા પઢવામાં પણ કશી પ્રકારનો ફરક હતોજ નહી અને એવું લખાંણ કોઇબી કેતાબમાં આવેલુંજ નથી. શેહનશાહી અને કદમી એ બે તડાંઓ ગયાં સો વરસની અંદરની બાબત છે. અને દસ્તુરાંન દસ્તુર આદરબાદ મારેસ્પંદને થઇ ગયાને આજે ૧૫૦૦ ઉપર વરશ થયાં છે. યાનેકે એ રૂહશાદ મહાન દસ્તુર શેહનશાહ શાહપુર બીજાના વખતમાં થઈ ગયોછે, અને તે એ શેહનશાહનો એક દાનાવ વજીર પણ હતો.

સેવટે, આ સાથે નેરંગ ઉપરની તથા યજદાંપરસ્તી ઉપરની અમોએ કીધેલી વાઆજનાં ચોપાન્યાંની એકેક નકલ તમારી વાકેફી સારૂં મોકલી આપીએ છીએ. અને "સદદરેએહેરે-તવીલ" ની બીજી આવૃત્તીની ફકત એકજ નકલ અમારા કેતાબખાનાંમાં છે, તે અગત્ય પડવે માગવાથી મોકલી આપવામાં આવશે—તે કામ પુરૂં થવા પછી પાછી મોકલી આપવી. એજ મકસદ.

લા૦ ખેરઅંદેશ દોઆગો

**જામાસ્પજી દસ્તુર મીનોચેહરજી**

ની દોઆએ દેરજીવરની કબુલ બાદ.

---

## [ દસ્તુર પેશુતનજી બરજોરજી મીરજાંનું મત. ]

ઉડવાડા, રોજ ૨ મા૦ ૯, ૧૨૫૮, ઈઅજદેજરદી.

તા૦ ૧૫-૫-૧૮૮૯.

મેહરબાન સાહેબ,—જત અત્રેથી લખવા કારણ એ કે તમોએ હમારી ઉપર અવસ્તામાં બંદગી કરવા વીશેનુ ચોપાનીઉં મોકલીઉં તે હમોએ વાંચીઉં છે અને તે ચોપાનીઆંમાં દરશાવેલી બાબદો એટલીતો માઆકુલ અને ખાતરીભરેલી છે કે તે વીશે હમારી તરફથી કાંઈ વધુ ખોલાસાની જરૂર જોતા નથી. આપણાં નેઆગાંનો છેક આગલા જમાનાથી તે હાલ સુધી પોતાના પેગમબરનાં ફરમાન પ્રમાણે ચાલીને ખોદાતાલાની બંદગી અવસ્તા ભાશામાંજ કરતા આવેલા છે અને હજુર સુધી કરેછે. પણ કેટલીક તરફથી અણઘટતું પગલું ભરવામાં આવેછે તે હમારી નજરમાં ઘણુંજ બેવજન લાગેછે. ગુજરાતીમાં અથવા કોઇબી સમજાતી ભાશામાં બંદગી કરવાને સારૂં લોકોને ભમાવવામાં આવેછે તો હમો જણાવીએચ કે નવી બંદગી એ હાલ જમાનાંના કીઆ પીર પેગંમબરો જોડસે, અને તેની ઉપર શા આધારે આપણે એતબાર લાવસું? જો ગુજરાતીમાં અથવા સમજ પડતી ભાશામાં બંદગી કરાવાનો રેવાજ લાગુ પાડવામાં આવશે તો હમારા વીચાર પરમાણે દેશેદેશના લોકો જે જુદીજુદી ભાશામાં પોતાની બોલી બોલેછે, જેવાકે કલીઆણીનાં રેવાસીઓ ઘાટી ભાશા બોલેછે, હેદરાબાદમાં ઉરદુ બોલેછે, તો તેવા પારસીઓને સારૂં તે ભાશામાં બંદગીઓ જોડવી પરસે, અને તેમ થવાથી દરેક જરથોસતી જુદી જુદી રૂપે બંદગી કરસે; અને તેમ થવાથી જરથોસ્તીઓમાં વધુ ટોલાં પડશે. એ વીશે તમોએ તમારાં ચોપાનીઆમાં એવી દલીલો દરશાવેલી છે કે જેને રદ કરવાની સાંભી બાજુએથી કાંઇબી કોશેશ થઈ નથી. સાંભી બોરદુવાલાઓ

હરેક બાબદ પોતાની મતલબની જણાવીને જરથોસતીઓના મન ડાંમાડોલ કરેછે અને તેથી ધરમ-ઉપરનું એકીન જે જરાબી સચવાયલું છે તેને જડમુલથી ઉખેરવાની કોશેશ કરેછે એવી આજના જમાનાની તાસીર છે.

૧—જરથોસ્તીઓને બંદગી કરતી વખતે કોઇબી વજનતરની કાંઈ જરૂર નથી. જો વજનતર પર ગાવા બેસે, ને તે સાથે બંદગી કરવામાં આવે તો, બંદગી કરનારનું ધ્યાન એકી વખતે બે ચીજ ઉપર ડોરવાએય ને તેમ થવાથી જે નેમથી બંદગી કરવી જોઇએ તે નેમ સચવાએ નહી. કોઇબી જમાનાંના કે દેશનાં જરથોસ્તી લોકો બંદગી કરતી વખતે વજનતર વાપરતા ન હતા અને હાલેબી તેમજ કરેછે. અને ખુદ અવસ્તામાં કોઇબી વજનતરનું નામ વટીક વપડાએલું મલતું નથી.

૨—દસતાંનવાલી ઓરતની પરેહેજીને સારૂં વંદીદાદની અંદર ઘણી ખોલી રીતે સમજાવેલુંછે અને તેને સારૂ વંદીદાદની સોલમી પરગરદ એજ બાબદના ખોલાસામાં લખેલી છે. તે વીશેના જુદા જુદા દાખલા હમારી તરફથી આપવા કરતાં હાલમાં છપાએલા તરજુમાઓ વાંચી જોતાં ખાતરી થશે. પરકોમવાલા વીદવાંનો, જેવાકે સપીગલ, દારમેસ્તેતર, હારલે, ઇતીઆદી વીદવાનોએ જે અવસતાના તરજુમા કીધાછે તે તરજુમામાં દસતાંનવાલી ઓરતને દરેક ચીજથી હેલાદી બેસવાને તથા પરહેજ રાખવાને જણાવેલું છે. પણ અફસોસ છે કે હાલમાં એ બાબત ઉપર ખોટી ચુનોચરા કરીને તમાં શુંજ ફાયદો થવાનો હોય તેમ દસતાંનવાલીને બાર ઉપર બેસાડવા તથા લાકરાં ઇતીઆદીને અડકવાને સમજાવવામાં આવેછે. દસતાનવાલી ઓરત દુર બેસવાથી અનેક રીતનાં ફાયદા થાયછે કે જે વીશે મજકુર પરગરદમાં ખોલાસાવાર સમજણ આપેલી છે તે જોવાથી ખાતરી થશે.

૩—ગોમેજ વાપડવાને અને તે પીવાને સારૂબી આપણાં ધરમમાં ફરમાનો આવેલાં છે. ગોમેજને સારૂં **ગેઉશ મેસમન** શબદ વંદીદાદની પરગરદોની અંદર વપડાએલો મલેછે, અને હરેક નજીસાત ધોવાને નીરંગની ઘણી જરૂર તાકીદ જણાવેલી છે. તેમજ પીવાને સારૂંબી વંદીદાદની પાંચમી પરગરદના એકાવનમાં ફકરામાં જણાવેલુ છે. અવસતામાંજ એ વીશેનું બેઆન આવેછે એટલુંજ નહી પણ પહેલવી તથા ફારસી ભાશાઓમાં લખાયલી આપણા ધરમને લગતી ચોપડીઓની અંદર તે વીશેનુ લખાંણુ મલેછે.

ક—૧—ગાથામાં જરથોસત સાહેબે નવી બંદગીઓ જોડવાનું ફરમાન આપીઉજ નથી અને નીઆએસ તથા ઇઅસતો પણ પેગમબર જરથોસ્તનાં જમાનાંનીજ છે અને તેની ઉપર દરેક જરથોસ્તીએ પુરતો વીસવાસ અને એકીન રાખવું જોઇએ છે.

ખ—૧—નીઆએસ તથા ઇઅસતો ઇતીઆદીમાં પણ ખોદાતાલાનીજ સ્તુતી ગાએલી છે તેમાં ખોદાપરસતીથી કાંઇબી ઉલટી રીતનું લખાંણુ નથી.

ગ—૧—હમાએસતનું લખાંણુ સીકંદર પછીથી ઉભુ કીધું નથી પણ છેક આગલા વખતથી થતું આવેઉ છૈં, એમ કહેવાની નેમ એવી માલમ પડેછે કે જેમ બને તેમ કીરીઆ મારગો (કે જેની મતલબ તેઓ સમજી શકતા નથી) તે સમુલી કાહાડી નાંખવી.

ઘ—દસ્તુર આદરબાદના વખતમાં શેહેનશાહી તથા કદમી એવા બે તડાં હતાંજ નહી તેમજ ભણતરમાંબી કાંઈ તફાવત તો હતોજ નહી. એ બે તડાં પડવાનો સબબ કબીસાને લીધે હાલ સો વરસ ઉપર એ બનાવ બનેલો છે અને તે વીશેની તકરારોથી તમો વાકેફ હશોજી.

લા૦ દોઆગો,

પેશુતનજી દ૦ બરજોરજી મીરજાં,

ની દોઆ વાંચજો.

## [ દસ્તુર ડાકતર પેશોતનજી બેહરામજી સંજાણા, M. A., Ph. D., નું મત. ]

જત તમારો આજની તારીખનો છાપેલો પત્ર મારા મુરબ્બીજી દસ્તુરજી સાહેબ પેશોતનજી ઉપર મોકલેલો મને મલ્યોછે. જણાવવાને દલગીર છું કે દસ્તુરજી સાહેબની તબીયત હાલમાં ઘણી નાસાજ ચાલવાથી તમોએ જે વિશે એવણ સાહેબનો અભિપ્રાય જાણવા માંગ્યોછે તે તેવણથી તુરતવેલા મોકલવાને બની શકશે નહી. તબીયત દરૂસ્ત થવા પછી મેહરબાની કરી તમારી એલતેમાસ રજુ કરવાની તરદી લેવીજી. એજ મકસદ.

તા૰ ૨૪મી આગસ્ટ ૧૮૮૯, ઈસ્વી.

લા૰ દોઆગો સેવક,

**દારાબ દસ્તુર પેશોતનજી સંજાણા.**

[ઉપલી અરજ મુજબ દસ્તુર પેશોતનજીની તબીયત દરૂસ્ત થયલી જણાયા પછી, એટલે તા૰ ૧૦મી નવેમ્બર ૧૮૮૯ ને રોજે, તેમને ફરીથી અરજ કરવામાં આવી હતી ; અને થોડાજ દીવસમાં દસ્તુરજીએ અવસ્તા બંદગી વીશે પોતાનું મત જાહેર રીતે, એક વાએજ મારફતે, આપ્યું હતું, કે જે એટલુ શંતોશકારક તથા ખોલાસાવાર હતું કે કર્તાને બીજું છુટું મત મેળવવાની કશી જરૂર રહી નહીં. **પાક મજદયસ્ની જરથોસ્તી કલામો** વીશેની વાએજ હાલના નાયબ-દસ્તુર દારાબે વાહડીયાજીના આતશબેહરામમાં બાંગે બુલંદ વાંચી સંભળાવી હતી, કે જેમાંના નીચે ટાંકેલા ફકરા દસ્તુરજીનો અભીપ્રાય બતાવેછે]:—

" પાક અવસ્તાની ગવાહી ઉપર એતેકાદ રાખી આપણને માનવું જોઇયે કે જે ભેદી અસરવાલા માંથ્રના કલામો આપણે બંદગી તરીકે પઢયે છીયે તે કલામો આપણા પેગમ્બર સાહેબ અશો જરતોશતની તરફનાજ કલામો છે, અને જરતોશત જેવા મહા પ્રતાપી ફીલસુફની મારફતે આપણા પેદા કરનાર અશો હોરમજદે તેવા પાક કલામોની બક્ષેસ આપણને કીધેલી છે. આપણાં કદીમ પુસ્તકોની શહાદતથી આપણે જાણ્યે છીયે કે આપણો મઝહબ ગાથા—દાત—અને માંથ્ર એવાં ત્રણ નામવાલા અવસ્તાના જુદા જુદા ભાગોમાં લખાયલોછે. ( દીનકર્દ—વાલમ ૧ લું, સવાલ ૯ મો અને ૧૨ મો. )"

" આપણા પેગમ્બર સાહેબ સીવાય બીજાઓની તરફથી જુદા જુદા જમાનામાં અવસ્તા લખાયાછે, એમ બોલવાનો તથા લખવાનો તરીકો જે કેટલાક અવસ્તાના વિદ્યાર્થીઓએ અખ્ત્યાર કીધોછે તે દીનદાર જરથોશ્તીઓને ઘણો નાપસંદ કરવાજોગ છે. પાક અવસ્તાનું પુસ્તક એ કાંઇ એક સાધારણ પુસ્તક તરીકે આપણે ગણતા નથી, પણ તેને એક મીનોઇ ગવાહીવાલી મજદયસ્ની દીનની પવિત્ર દાનાઈ તરીકે આપણે માન્યે છીયે.

આદેલ પાદશાહ નોશીરવાનના વખતમાં " અકવાન " નામના એક જુદદીને આપણા પાક અવસ્તા વિશે એવો વાંધો લીધો હતો કે, અવસ્તામાં ગાથા જરતોશતની તરફથી લખાયલા છે, પણ બીજા અવસ્તા કે જેમાં જરતોશતની આગમજના લોકો તથા જરતોશતની પછીનાઓ વિશેની બાબદો આવેલી છે તે સઘલી બાબદો સવાલ જવાબના આકારમાં હોરમજદે જરતોશતને કહી હોય તેમ બીજા લખનારાઓએ દુન્યાઇ તવારીખ ઉપરથી અવસ્તામાં લખેલી છે. આએ સવાલનો ખાતરીભરેલો જવાબ અકવાનના જમાનાના કામેલ દસ્તુર આદરફ્રોબધ ફરરોખઝાદે આપ્યો હતો, જે વિશેની નોંધ દીનકર્દ નામના પેહલ્વી પુસ્તકમાં નિચે પ્રમાણે કીધેલી આપણને મલેછે :—

'જાંણવું કે : (ગાથા સીવાય) બીજી 'માંથ્રે' (જેમ તેની ભાષાની રચનામાં) ગાથાથી જુદી છે, તેમજ તે ચહડતે દરજેની ગવાહીની અંદરખી (ગાથાથી) જુદી છે, તોપણ તેની ઉતપત્તી 'યથા અહૂ વઇર્યો' ની કવીતા ઉપરથી થયલી છે, અને તેની અંદર ખુદ અહુરમજદની હરવેસ્પ આગાહીવાલી શકતી તથા ( પેદાએશને ) પેદા કરવા વીશેની ગવાહી છે. માટે આદમીની દાનાઇથી તેના પ્રકરણમાંનું કોઈ પ્રકરણ ખચીત ( બનેલું ) નથી, અને ઘણીએક ફેલાવો પામેલી વારતા ઉપરથી તે બની શકે નહી. જો એ પ્રકારે વાતચીતના આકારમાં જરતોશતને કેહવાએલી 'માંથ્રે' સઘલી અહુર-

મજદની નહી હોય, તથા જુદા જુદા શખસોના આવાજમાં તે ‘માંથ્રે’ ને કેહેવાથી તેનો જાહેર-કરનાર અહુરમજદ નહી થઈ તો, આએ ‘માંથ્રે’ ની અંદર જરતોશ્ત તથા બીજા ભલા અને બુરા લોકો તેમજ દેવો અને ગનામીનોને લગતી જે કાંઇ ભવિષ્યવાની અહુરમજદની તરફથી જરતોસ્તને કેહામાં આવેલી છે, તેબી ગનામીનો અને દેવોની થઈ, અને ‘માંથ્રે’ તથા ‘દાતે’ જે દેવને દુર કરનારાં (હથીઆર) છે, તે દેવની તરફથી કેહવાએલાં ગણાય. માટે (જાણવું કે) અહુરમજદે જરતોશ્તને ઘણા (શખસો) ના આવાજમાં ‘માંથ્રે’ કહેલીછે તે, જરતોશ્તને અહુરમજદની તરફથી પુરતી સમજ આપવા સારૂં છે, અને તે (કોઈબી પ્રકારે) વાંધો લેવાજોગ નથી. (કારણ કે) જેમ ‘ગાથા’ સઘલા અહુરમજદે જરતોશ્તને કહેલા છે, તે જરતોશ્ત, અમેશાસ્પંન્દો, ગોશોરૂન અને બીજા ઇજદોના આવાજમાં છે, અને તે સઘલા અહુરમજદે જરતોશ્તને કહેલા છે, તે વિશે તમોને મુતલક વાંધો નથી, (તેમ ‘માંથ્રે’ વિશેબી વાંધો લેવો નહી જોઇયે). પણ તે અહુરમજદની પાસબાનીને લગતા (માંથ્રના) કલામ વિશે તેને (યાને અકવાન જુદદીનને) ખરાબ વીચાર આવ્યો અને ઉલટું દેખાયું, (એ માતરે) આશમોગના (યાને દીનદારીને તોડનારના) જાતી ખવાસથી છે.’ ”

“આપણા પાક અવસ્તાના કલામો વિશે અજ્ઞાન જરતોશ્તીઓને શકમંદ કરનારા જુદદીનોના અને તેઓની પુઠે ચાલનારા કેટલાક જરતોશ્તીઓના વિચારો દીનથી ઉલટે માર્ગે ઉતારનારા અને સચ્ચાઇથી વેગલા છે—તેઓમાં રાસ્તીની શોધ ઘણી કમિ છે. વાસ્તે આપણો મજદયસ્નની મજહબ આપણા પેગમ્બર સાહેબ અશો જરતોશ્ત તરફથી આપણને મલેલો છે એવા આપણા ચુસ્ત એતેકાદમાં કાંઇ પણ ખલલ કરવાને કોઈબી વજનદાર સબબ આપણી સામને મોજુદ નથી.”

“જ્યારે આપણા પ્રાક મજદયસ્નની કલામો દાદાર હોરમજદની એક બક્ષેસ તરીકે આપણા પેગમ્બર સાહેબની મારફતે આપણને મલેલા છે ત્યારે તે કલામોની અસર બેશક ઘણી મોતેબર અને મીનોઇ થાવી જોઇયે. આપણી માંથ્રવાલી બંદગીઓ વિશે અવસ્તામાં જાહેર કીધેલું છે કે, પવિત્ર માંથ્ર જે હોરમજદની તરફની દાનાઇ, અક્કલ અને ભાષા છે, તેને લગતો વિચાર રાખવાથી, તેની યાદ કરવાથી, તથા બુલંદ અવાજે પઢવાથી અશો આદમી પોતાની આસપાસની તેમજ પોતાના તન-ની અંદરની હેરેમની યાને બદીને તથા આફતોને દુર કરેછે. (જુઓ હોરમજદ યશ્તનો ફકરો ૩૧ મો) વળી માંથ્રના કલામોમાં એક જરતોશ્તી જે દોઆ ચાહેછે તે દોઆ તેને આમીન થાએછે. (જુઓ સરોશ હાદોખ્ત). ક્રીયા કરવા સાથે માંથ્રના કલામો પઢવાથી બુરાં દરદો તથા ગેબી ઇજાઓની અસર આપણી ઉપર થઇ શકતી નથી (જુઓ અરદીબેહશ્ત યશ્ત.). ટુંકમાં બોલ્યે તો આપણી બંદગીઓમાં દાદાર હોરમજદની અને ઇજદો અમશાસ્પંદોની ગેબી સાહેતા મેલવવાની, તથા તન અને મનની બુરાઇ અને ખરાબીને તોડવાની એજમતી અસર છે, જે હરએક દીનદાર જરતોશ્તી અંતઃકરણથી કબુલ કરશે.”

---

**[ દસ્તુર એદલજી નવરોજજી મેહેરજીરાણા (નાયબ દસ્તુર, નવસારી) નું મત. ]**

**નોસારી, રોજ ૧૬, માહ ૨જો, સને ૧૨૫૯, ઈઅજદેજરદી.**

**જત લખવા મકસદ એ છે જે......તમો મેહરબાને બંદેગી વીશેનું મોકલેલું ચોપાંનીઉ હમોએ સારી રીતે વાંચેઉ છે, તે પસંદ કરવાજોગ છે અને તે આપણા પવીતર ધરમની દલીલો સાથે રચાએલુંછે, તેથી સરવે જરથોસ્તીઓને ફાયદાકારક થએલું છે. તે ઉપરથી દરેક દીનદારની ખાતરી થશે કે પવીતર બંદેગી કરવી તે ખોદાઈ કલામો કેજે અવસ્તા જોબાંન છે તેમાંજ બંદેગી કરવી રવા છે, અને એવુંજ મત મારૂં પણ છે તે જાણવું.**

**હવે તમો સાહેબે મોકલેલા સવાલોનો ખોલાસો નીચે પ્રમાણે લખી જણાઉચ તે વાંચી વાકેફ થવું.**

**૧. જરથોસ્તીઓએ પરવરદેગારની બંદેગી કરતી વખતે કોઇબી જાતનું વજંતર વજાડવું આપણાં ધરમની રૂએ રવા નથી. જરથોસ્તીઓને અવસ્તા જોબાંન પઢવા સીવાએ કોઈ જાતનું વજંતર અથવા ગાએનનો ઉપીઓગ કરવો ઘતારત નથી.**

૨. જરથોસ્તીઓને દશતાંનવાલી ઓરતોથી અહેલાએદુ રેહવું સજાવાર છે અને તે ઓરતોને સઘલી ચીજથી અહેલાએદી રાખવાનું આપણાં પવીતર ધરમનું મોતેબર ફરમાન છે તે વીસે વંદીદાદની ૧૬ મી પરગરદમાં જાહેર છે.

દસતાંનવાલી ઓરતોને બાર ઉપર બેસવું આપણા ધરમની રૂએ સજાવાર નથી. જો બેસેતો ધરમથી ઉલટું છે અને સઘલું અપવીતર છે.

દસતાંનવાલી ઓરતોને આપણાં ધરમની પવીતર કીરીઆકાંમથી દુર રાખવી જોઇએ, કેમકે તેવી ઓરતોની નજર પવીતર કીરીઆ ઉપર પડવાથી સઘલી કીરીઆ રદ બાતેલ થાએચ.

સુવાવડી ઓરતોને ૪૦ દીવસ સુધી એક એહલાએદી જગોમાં રેહેવું રવા છે તે વીસે વંદીદાદની ૫ મી પરગરદમાં ફરમાવેલું છે.

૩. આપણા જરથોસ્તીઓને દરરોજ સવારે ખાબથી ઉઠીને નીરંગ લેવો સજાવાર છે તે વીસે વીસતાસ્પ ઇબ્અશતની ૪ થી પરગરદમાં જાહેર છે.

દુર બેહેલી ઓરતોને પાક થતી વખતે પરથમ નીરંગ બધા બદનને મસલીને પાક થવું જોઇએ, પછે પાણીથી નાહીને સાફ થવું જોઇએ. નીરંગ વગર નાહે તો તે ઓરતો અપવીતર છે.

નવજોત કરતી વખતે બાલકને પરથમ દાદમનાં જાહાડની પાતરી ચવાડી નીરંગદીન પાવી સજાવાર છે કેમકે સુદરેહ કુસતી પહેડાવાની આગમજ તે બચાંનું મન અને બદન પવીતર કરવું રવા છે; કેમકે નીરંગ હેવાં કીરીઆકામોમાં વાપડવા સારૂં નીરંગદીન કરવાનું ફરમાન વંદીદાદની ૧૯ મી પરગરદમાં આવેલું છે.

પેગમબર સાહેબ અશો જરથોસ્તનાં વખત પછે કોઈબી જાતના અવસ્તા જોબાંન બની નથી, અને તે બનાવે તે રવા નથી.

નીઆએશ ઇબ્અશતમાં પરવરદેગારની તથા તેની તુરમંદ શકતીઓની વખાંન સમાએલી છે.

આદરબાદ મારેસ્પંદનાં વખતમો જરથોસ્તીઓ એકમતલતા હતા અને એકસરખી રીતે પઢતા હતા; તડાં પડેલાં ન હતાં. હાલ એજ અરજ.

લા૦ દોઆગો એદલ દસતુર નોરોજજી મેહેરજીરાંણાં.

---

## [ દસ્તુર દારાબજી માહીઆરજી (વડા દસ્તુર, નવસારી) નું મત. ]

બુક નંબર ૪૯

નવસારી, રોજ ૨૨, મા૦ રજો, સને ૧૨૫૯.

મેહેરબાન નેકનામ ભાઇ સાહેબ...............

જત લખવા મખસદ એ છે જે તમોએ બંદેગી વીશેનું ચોપાનીઉ તથા તેની સાથે કેટલાએક સવાલાની યાદી મારી ઉપર મોકલી હતી. પણ તે વખતે મારાં માતાજી સાહેબ ઘણાં બીમાર હતાં અને લાંબા દીવસની બીમારી ભોગવીને હક થઆં તે રોકાણનાં શબબથી વખતસર જવાબ લખવાને બનેઉ નહી તે વીશે દરગુજર કરશો.

તમોએ મોકલેલું બંદેગી વીશેનું ચોપાનયું મેં ધ્યાનથી વાંચ્યુ છે અને તે ધરમની દલીલો સાથે ઘણી બાહોશીથી લખેલું છે. તે ઉપરથી દરેક જરથોસ્તીની ખાત્રી થશે કે પવીતર બંદગી આપણી અસલી ઇરાંની ભાશા જે અવસ્તાઓ જંદના નાંમે ઓલખાયછે તેમાંજ થવી જોઇએ, અને એવુંજ મત મારૂં પણ છે. અને હમારા નીઆગાંનો તથા સરવે આગલા વીદવાન દસ્તુર સાહેબો પણ એવીજ રીતે મજકુર જુબાનમાંજ બંદગી કરતા હતા અને હાલ પણ તેજ રીત વપરાયછે. હાલમાં એવું સમજવામાં આવેછે કે બંદગી ચાલુ ભાશામાં થવી જોઇએ અને તેની મતલબ સમજવી જોઇએ, તો મારૂં કહેવું એવું છે કે આપણા ધરમને લગતી

તાલીમ દરેક જણે લેવાની ફરજ છે. જ્યારે પેટને ખાતર તરેવાર બાશાઓ દરેક જરથોસ્તી શીખેછે તો તેઓને ધરમને લગતી તાલીમ આપવામાં આવે તો તેમાં કાંઇ અણુઘટતું નથી. અને તેમ થવાથી દરેક જણ અવસ્તાઓ જંદમાંજ બંદગી કરે અને તેની મતલબ સમજી શકે તો તે વાજબી મારગ કહેવાય; નહી કે હાલની ચાલુ બાશા ગુજરાતીમાંજ બંદગી કરવાથી તે કીરતાર આપણી કીધેલી બંદગી કબુલ રાખશે અને બીજી બાશામાં કરશુ તો તે બંદગી કબુલ નહી થાશે એવું કાંઈ છેજ નહી. માટે દરેક જણે અવસ્તાના શુધ પતે સારા સરોદથી તે કીરતારની બંદગી કરવી જોઇએ કે જે કલામોની મતલબ તે પઢનાર ધણી સમજતો પણ ન હોય તોપણ અવસ્તાવાણીની બરકતથી તેના દીલની અંદર ચોકશ અસર પેદા થશે અને તેવી રીતની બંદગી કરવાને તેને વધુ ઊલટ રહેછે.

હવે તમોએ મોકલેલા સવાલોની યાદીમાં જે ત્રણ સવાલ પુછેલા છે તે વીશે નીચે પ્રમાણે ખુલાશો કરૂં છઉં.

૧ લું. બંદગી કરતી વખતે કોઇબી વાજીંતર વજાડવું એ ઘણુંજ ગુનાહનું કામ છે. કોઇબી જમાનામાં અને કોઇબી દેશમાં બંદગી કરતી વખતે વાજીંતર વજાડવાનો જરથોસતીઓમાં રીવાજ હતોજ નહી. જો તેવી રીત ચાલુ હતે તો આપણાં અસલી નીઆગાનોની રીતને આપણ તરક કરતે નહી, અને તે ચાલતી આવેલી રસમ પ્રમાણેજ આપણે હાલે પણ બંદગી કરતે. પણ પવીતર બંદગીની અંદર શારંગી, તબલાની કાંઇ અગત છેજ નહી. જો બંદગી કરતી વખત વાજીંતર વજાડવાનો રીવાજ ચાલુ હતે તો તેવાં વાજીંતરોના નામ આપણા ધરમમાંથી મલી આવતે. પણ અવસતાની અંદરથી તેવાં કોઇબી વાજીંતરનું નામ મલતું નથી. તેમજ બંદગી કરતી વખતે વાજીંતર વજાડવું એવું પણ કેયે લખાણ મલતું નથી. બંદગી કરતી વખતે આતશ યા કોઇબી બીજી નુરી ચીજની સનમુખ બંદગી કરવાનું ફરમાન અવસતામાંથી મલેછે. જો વાજીંતર વજાડવાનુંબી ધરમની રૂએ જરૂરજ હતે તો તેવે ઠેકાણે જણાવતે કે બંદગી કરતી વખતે વાજીંતર વજાડવું; પણ તેવું કશું છેજ નહી.

૨ જું. દશતાંનવાલી ઓરતે દશતાંનની હાલતમાં હલાએદુ બેસવાની જરૂર છે અને તે વખતે કોઇબી ચીજને તેણીએ અડકવું નહી, અને પુરતી સંભાલ રાખવી, એવી રીતનું ફરમાન આપણા પવીતર ધરમની અંદર આવેલું છે અને તે ફરમાનને અનુસરીને ચાલવાની દરેક જરથોસ્તીની ફરજ છે. તનદરોશતીની બાબતસર નેગાહ રાખતાં ઉપલું ફરમાન જે આપણાં ધરમમાં જણાવેલું છે તે બરહક છે દશતાનવાલી ઓરતે એવી હાલતમાં કેવી રીતે રેહવું, કાહાં બેસવું, શું ખોરાક ખાવો અને કેવી રીતે તેણે પવીતર થવું એ સઘલી બાબત વંદીદાદની ૧૬ મી પરગરદમાં પુરતા ખુલાસા સાથે જણાવેલી છે, તે દરેક બાબતના અવસ્તાઓના ફકરા સાથે તેની સમજણ મારા તરફથી આપતાં વધુ લંબાણ થાય માટે એ વીશે જણાઉછું કે હાલે છપાએલા વંદીદાદનાં તરજુમામાંથી વંદીદાદની આખી સોલમી પરગરદ વાંચશો તો તમારી વધુ ખાત્રી થશે.

૩. ગોમેજ અથવા નીરંગ રોજ લેવાની ફરજ છે અને તે વીશેનો ઇસારો વીસ્તારપ નુસકની અંદરથી મલી આવેછે. દશતાનવાલી ઓરતે પાક થતી વખતે નીરંગથી નાહાવાની જરૂર છે કે જે વીશે વંદીદાદની ૧૬ મી પરગરદમાં ખુલાસો આવેલોછે. તેમજ નવજોતની વખતે અને નાહાન નાહાતી વખતે નીરંગ પાવાની જરૂર છે. કેમકે દરેક રીતની પવીત્રાઇથી ધરમમાં દાખલ થનાર તથા ધરમની કીરીયા કરનારે પુરતી સફાઈ મેલવવાને સારૂં નીરગ પીઇને તથા નીરંગથી પોતાનાં અંગને ધોઇને પવીત્ર કરવું સજાવાર છે. હાલ એજ મખશદ.

હા૦ દોઆગો

દારાબજી દસ્તુર માહીઆરજીની દોઆ કબુલ કરવી.

[ દસ્તુર દોરાબજી ખુરશેદજીનું મત. ]

સુરત, તા૦ ૩૦—૧૧—૮૯.

**સાહેબ,**—તમારૂં મોકલેલું બંદગી વિષેનું ચોપાન્યું મેં વાચ્યું છે, અને તેમાં જણાવેલા વિચારો ઘણી બાહોશીથી લખેલા હોય એવા મને લાગેછે, તે છતાં તમો સાહેબે મારો વિચાર જાણવાને માટે લખ્યું હતું તે વિષે વધુ લંબાણ નહી કરતાં નિચે પ્રમાણે તમારા પુછેલા સવાલોના જવાબ જણાવવાની રજા લઉછું.

૧. અવસ્તા ભાષામાં બંદગી કરવાનો રેવાજ આપણા અસલી ઈરાની નિયાગાનોથી ચાલતો આવેલો છે, અને તે રેવાજ પ્રમાણેજ હાલ સુધી સર્વ જરથોસ્તીઓ કર્યા જાયછે. હિંદુસ્તાનમાં આવ્યા પછી પણ ઘણા બાહોશ દસ્તુર સાહેબો થઇ ગયાછે, તેઓ પણ આગલીજ રીતને અનુસરીને ચાલ્યા છે, અને હાલ મારી જાણ પ્રમાણે સઘળા કાબેલ દસ્તુર સાહેબો પણ તેજ રીતને માન આપીને વર્તે છે, પણ કેટલીએક તરફથી એવું જણાવવામાં આવેછે કે બંદગી ગુજરાતીમાં અથવા કોઇ બીજી સમજાતી ભાષામાં કરવી જોઈએ. તે સાથે વળી બંદગી કરતી વેળા વાજીંત્રનો ઉપયોગ કરવાને જણાવેછે, પણ એવું કેહેવું આપણા ધર્મથી ઉલટું અને ગુનાહભરેલું છે. આપણા બરહક પેગંબર જરથોસ્ત સાહેબે જે બંદગી જોડેલી છે, અને તેમાં જે ભલી વાણી તથા બીજી બાબદો જણાવેલી છે તેની ઉપર દરેક જરથોસ્તીને એતેકાદ રાખવાની ફરજ છે. જો બંદગી કરતી વખતે કોઈ પણ વાજીંત્ર ઉપયોગમાં લેવાનું તે વખતથી ચાલુ હતે તો આપણા નિયાગાનો પણ તેજ રીતે વર્તતે. વળી અવસ્તા ભાષાનું જે લખાણ આપણી પાસ રહ્યુંછે, તેમાં કોઈપણ ઠેકાણે "વાજીંત્ર" શબ્દ આવ્યો નથી, પણ ઉલટું અવસ્તા ભાષામાં લખેલું છે કે બંદગી પુરતાં ધ્યાનથી સારા સરોદે અને પતેપત કરવી, કે જે વિષેનો એશારો આપણી અવસ્તા ભાષામાં લખાયલી યજશ્નેનાં ૫૭ મા હાના ૮ માં ફકરામાં આવેલો છે, અને એજ પ્રમાણે આપણી પાસના બીજાં લખાણોમાં પણ એવા એશારા મળી આવેછે; અને તેવીજ રીતે આપણા નેક એતેકાદના દરેક જરથોસ્તી ભાઇને બંદગી કરવી સજાવાર છે. જોકે કદાચ બંદગી કરનાર બંદગીમાં આવેલી તમામ બાબદો સમજી શકતો ન હોય તોપણ તે બંદગી કરનાર શખ્સ એટલુંતો સમજી શકે છે કે હું ફલાના યજદ અમશાસપંદોની બદગી કરી મારી હાજત ચાહુંછું. અને ઉપલાજ કારણથી તે કીર્તાર ઉપર વધુ ભાવ રાખી બંદગી કરવાની તેને ઉલટ રેહેછે. એમજ હોય કે બંદગી કરનારે અવસ્તામાં આવેલી બાબદો સમજીનેજ બંદગી કરવી તો તેનો ઉપાય પણ સેહેલ છે, જેમકે આપણા હાલનાં ઉછરતી વયનાં બચ્ચાંઓને અવસ્તા ભાષાની તરબ્યત આપવામાં આવે તો કાંઈ ઘણું મુશ્કેલ નથી, કારણકે દુનીયાદારીનું બીજી ભાષાનું જ્ઞાન આપવામાં આપણા જરથોસ્તી ભાઇઓ લાખો રૂપ્યાનો ખર્ચ કરેછે તો અવસ્તા જેવી ભાષા જે આપણા ધર્મની ભાષા છે, કે જે શીખવાથી આ તથા મીનોઈ જેહાનમાં સુખ હાસલ થઈ શકેછે, તેવી બાબદનો અભ્યાસ કરવામાં કાલજી ન લેવી એ ઘણી અફસોસની વાત છે.

૨. દસ્તાનવાલી ઓરત વિષે તમો જાણવા માગોછો તે વિષે મારૂં મત એવું છે, કે તેણીએ એવી હાલતની અંદર દુનીયાદારીના સર્વ કામથી દુર રહી તેમજ કોઈ પણ ચીજને અડકયા વગર એકાંત જગ્યામાં બેસવું જોઇયે. તેણીએ કેવી રીતે ખોરાક લેવો, કેવી રીતે વર્તવું અને કેવી રીતે પવિત્ર થવું એ સર્વ બાબદનો ખોલાસો આપણા બરહક પેગંબર સાહેબ અશો જરથોસ્તની એકવીશે નુસ્કમાનાં ૧૯ માં નુસ્ક, વંદીદાદની ૧૬ મી પરગર્દમાં વીગતે જણાવેલું છે, જે લખતાં લંબાણ થવાના સબબથી તેનો છપાયલો તરજુમો જોવાની હું તમો સાહેબને ભલામણ કરૂંછું, કે જે વાંચવાથી તમો સાહેબને રોશન થશે.

૩. નીરંગ લેવા તથા પીવા વિષે તમો જાણવા માગોછો તે વિષે જાણવું કે દરરોજ સહવારનાં ઉઠીને નીરંગ લેવો સજાવાર છે, કે જે વિષેનો એશારો વીશતાસ્પ નુસ્કમાં આવેલો છે, કે જેનો તરજુમો હાલમાં અંગ્રેજીમાં પણ છપાયલો છે. તેમજ નાહાન નાહાતી વખ્તે તથા

નવજોતની વખતે નીરંગ પાવાની તથા ચોપડવાની જરૂર છે. અને નાહાતી વખ્તે અથવા કોઈ પણ ગુલીઆઈ દુર કરતી વખતે નીરંગ ચોપડવાનું ફરમાન વંદીદાદમાં જાબજા ફરમાવ્યું છે; અને પીવાની બાબદમાં પણ વંદીદાદની ૫મી પરગર્દમાં આવેલું છે, કે જે વિષે ડાકતર સ્પીગલનો અંગ્રેજી તરજુમો વાંચવાથી તમારી ખાતરી થશે. જો નીરંગ લેવાનું તથા પીવાનું આપણા ધર્મમાં ફરમાવ્યું નહી હતે તો નીરંગદીન જેવી મોતેબર તથા ખરચાલુ ક્રિયા આપણા નીયાગાનો રાખતેજ નહી, પણ નીરંગદીન વિષેનો એશારો વંદીદાદની ૧૯ માં પરગર્દમાં જણાવેલો છે અને એવાં આપણાં ધર્મને લગતાં ફરમાનોને આધારેજ આપણા નિયાગાનો ચાલ્યા છે, અને હાલ આપણે પણ તેજ રીતને અનુસરીને ચાલીયે છીયે.

દારાબજી ખરશેદજી દસ્તુરનો દુઆ કબુલ ફરમાવવો.

---

# [ વધારો ૨ જો. ]

**નેકી જે કલામનું મૂળ હોય; જ્ઞાન, દાનાઈ અને પવીત્રાઈ જેનું ફળ હોય; અમર હૈયાતી જેની ઉમદા નેમ હોય; તથા જેમાં બાકી જીંદગી અને માલમતાનો ભોગ એક ખાલેસ ખાહેશ હોય—તે કલામ ખરી મજદયસ્નીની બંદગી છે.**

---

તદ* સોઈધીશ તદ વેરેથ્રમ દદેમઈદે† હુયદ નેમે હુચીથ્રેમ અશીશ હુગેદ આરમઈતીશ હુગેદ, યંધહે નેમંઘહો ચીથ્રેમ હુમતેભ્યા હુખ્તેભ્યા હુવર્શ્તેભ્યા, તદ ને નેમે નીપાતુ પઈરી દએવાઅદ્બ્યા દ્બેશંઘહુદ મશ્યાઅદ્બ્યા.

---

* ત અને દ ની વચેના જેવો કંઈક ઉચ્ચાર મેળવવા સારૂ ત ની નીચે એક મીંડુ મુકવાની યુકતી કરવામાં આવી છે; પણ ગુજરાતી વાંચનાર તો એનો આકાર 'ત' જેવો જોઇને ત જેવોજ ખોટો ઉચ્ચાર સાધારણે કરતો જોવામાં આવેછે. એટલામાટે એ અક્ષરને ગુજરાતી હરફે લખતાં અસલ રીત મુજબ દ લખવો બેહતર છે. વળી અવસ્તા શબ્દોને ગુજરાતીમાં લખતાં છેડેના અક્ષરને 'અ' વિનાનો દેખાડવા માટે ખોડવામાં આવેછે તેની પણ, કંઈ ખાસ અગત વગર, જરૂર દેખાતી નથી; કારણકે ગુજરાતી ભાષાની રૂઢી ખુદ એવી છે કે શબ્દોને છેડેનો અક્ષર સાધારણે 'અ' વગરનો, એટલે અનુશંગી અ રહીત બોલાય છે; જેમકે—સુખ, દામ, પગ, અનાજ, પરમેશ્વર, ઈ૦.

† અવસ્તા શબ્દોનાં વાંચણ, જોડણી, સમજ, વગેરે, સારૂ જ્યારે સંસ્કૃત નિયમ, રૂઢી, વ્યાકરણ અને અર્થની છુટથી મદદ લેવામાં આવેછે ત્યારે અવસ્તા શબ્દો ગુજરાતીમાં લખતી વખતે સંધીના કાયદાને કેટલેક ઠેકાણે વીસારી મુકવામાં શા માટે આવતો હશે? સંધીના કાયદા મુજબ અ+ઈ=એ થાયછે, તો દદેમઈદેને બદલે દદેમેદે લખાવું જોઇએ, કે જેમ અસલી પુસ્તકોમાં જોવામાં આવેછે. "શુધ્ધ" જોડણીને લગતી એવી કેટલીક બાબતો વીશે અમે હવે પછી બોલશું.

**અહુમાઇ નેમંવહે આવએદયામઇદે ગએથાઓસ્ચા તન્વસ્ચા નીપાતયેચા નીશંધહરેતયેચા હરેથાઇચા અઇવ્યાખ્શ્લાઇચા.**

**નેમહી શ્યામા અહુરમઝદા નેમહી ઉસેમહી નેમંઘહે વીસામઇદે નેમંવહે આવએદયામઇદે ગએથાઓસ્ચા તન્વસ્ચા નીપાતયેચા નીશંધહરેતયેચા હરેથાઇચા અઇવ્યાખ્શલાઇચા નેમંઘો આ યથા નેમે ક્ષ્માવતો**—(યજશ્નેનો હા ૫૮ મો [ યુરોપ્યન ગોઠવણી મુજબ; અસલી ગણતરી મુજબ ૫૬ મો.])

"આએ ફ્રાએદો (તથા) આએ ફ્રતેહ ઇમ્આને સારાં મૂળની બંદગી (દાદાર હોરમજદને) હમો અર્પણ કરીએ છિયે; (જે બંદગી) રાસ્તીની પુઠે ચાલનારી (તથા) સભ્યતા (અથવા ભલા વિચાર)ની પુઠે ચાલનારી (છે); (તથા) જે **બંદગીનું મૂળ નેક વિચાર, નેક સખુન તથા નેક કામ** (છે). એવી (સિફતની) બંદગી દેવો તથા માણસોના **આજારથી હમુને બચાવે!**

તે (ઉપર જણાવેલી) **બંદગીને માટે** (હમારો) **માલમિલકત તથા તન હમો ફેદા** (અથવા અર્પણ) **કરીએ છિયે.** (હમારાં રવાનના) બંચાવને માટે, પાસબાનીને માટે, રક્ષણને માટે તથા સંભાળને માટે (**હમારો માલમિલકત તથા શરીર ફેદા કરીએ છિયે.**)

અએ હોરમજદ! બંદગી (કરવા)માં હમો મોજ લઇએ છિયે, બંદગીમાં હમો શોખ રાખીએ છિયે, બંદગીને માટે હમો મશગુલ થઇએ છિયે. **બંદગીને ખાતર** (હમારો) **માલમિલકત તથા તન હમો અર્પણ કરીએ છિયે.** (હમારાં રવાનના) બંચાવને માટે, પાસબાનીને માટે, રક્ષણને માટે તથા સંભાલને માટે (હમારો માલમિલકત તથા શરીર ફેદા કરીએ છિયે) "**જેથી કરીને તમારા લાયકના માનથી હું તમુને નમું** (અથવા ભક્તિ કરૂં)."



દરેક જાણીતો ધર્મ બંદગીની જરૂર માણસને છે એવું શીખવે છે. જરથોસ્તી ધર્મ બંદગીને ખાસ અગત આપેછે, એટલુંજ નહી પણ તેને માણસની પેહલી અને પવીત્ર ફરજ તરીકે ઠડાવેછે. મજદયસ્ની જરથોસ્તી દીન જેટલી ઉંડી ફીલસુફી અને સદાસત્યથી ભરેલી છે તેટલી બંદગીના બાબમાં મોતેબર અને ફાયદેમંદ છે. એ દીનમાં બંદગીને એક વિદ્યા (Science) ને દરજ્જે ખીલવેલી છે, અને તેથી મુકરર ધોરણ અને નિયમો મારફતે બંદગી કલામોને પવીત્ર શાસ્ત્ર તરીકે સ્થાપેલા જોવામાં આવેછે. એક અભણને જેમ ભાષાશાસ્ત્ર (Science of Language) અથવા ધર્મશાસ્ત્ર (Science of Religion) —એટલે આજની વિદ્યાની ઢપે અને કાનુનો પ્રમાણે ભાષા અથવા ધર્મ ઉપરનું વિવેચન—ખાલી ગુચવણ જેવું અને નકામું લાગે, તેમ ઉત્તમ અવસ્તા બંદગીઓ થોડાં એકીનનાં અને ઘણા અહંકારના કેટલાક પારસી ભાઇઓને લાગે તે સમજી શકાય એવું છે. જરથોસ્તી બંદગી તે કંઈ આપમતલબી અરજગુજારી ઈયા કોઈ ઉપર પાડ કરનારી સ્તુતિ નહીં, પણ આદમીની પોતાનાં ભલાં માટેની ફરજગુજારી ઉપરાંત, પેદાયશના

એક ભાગ તરીકે, કુલ ભલી પેદાયશના ભલાંમાં, ભાઈબંધીને કાયદે, વધારો કરવાની ફરજ અદા કરવાનું એક પુણ્યવાન કામ છે.

મનની પવીત્રાઈ અને અંતઃકરણની સફાઈ વિનાના હરેક વિચાર, શબ્દ અથવા કામને જરથોસ્તી દીન નકામાં અને બીનકાયદેમંદ લેખેછે અને બંદગીના બાબમાં પણ એજ સત્ય કાયદો એકસરખો લાગુ કીધેલો આપણે જોઈએ છીએ. યજશ્નેના ૫૮ મા હાના પેહલા ત્રણ ફકરા, જે આ આરટીકલની શરૂઆતમાં મુકયા છે, તે જરથોસ્તી બંદગીનું ખરૂ સ્વરૂપ અને ઉત્તમ લક્ષણ વગર શક દેખાડે છે. એ હા અને એ ફકરા કંઈ એકલાજ એવા ઉત્તમ વીચાર જાહેર કરેછે એમ નથી, પણ આખી યજશ્ને, બલકે આખું અવસ્તાનું સાહીત્યજ, અશોઈથી નીપજતા બુલંદ વીચારોના એક મનમોહન બગીચા જેવું છે, કે જેમાં નીરમળ સેતાયશની પાકીજેહ મીનોઈ વાણી બુલબુલના રાગ કરતાં પણ અતી મધુર છે, તથા પરીણામમાં અમૃત માફક અમરગી બક્ષનાર છે. ઉંચાં ઝાડ ઉપર બેઠેલું કોઈ પક્ષી નીચે જમીનપર જઈ ગફલતીમાં બેઠેલાં પોતાનાં બચાંને મીઠા સરોદે પોતા પાસે જેમ બોલાવેછે, તેમ જરથોસ્તી બંદગી-કલામો આ દુનીઆની માયામાં સપડાઈ ગફલતીમાં પડેલાં આદમીને અમર જીંદગીની ઉંચાઈએ ચઢવાને મીઠી મીનો સચાઇ મારફતે બેદાર કરેછે, તથા જોગવાઈ કરી આપેછે. ખરા દીનદારને તો અવસ્તા કલામો રોશન ગરોથમાનનો ગુપ્ત પ્રકાશીત રસ્તો બતાવનાર જીવતા આકાશી ભોમ્યા સરખાજ છે. ઉપર ટાંકેલા કલામ આપણને જે શીખવેછે તે એ કે ખરી સેતાયશ તેજ કેહવાય કે જે નેક વિચાર (જેમાં દરેક ભલી સીફત સમાઈ જાયછે)ના પાયા ઉપર રચાયલી હોય—જેની ઉત્તપતા પાકીજગીમાંથી થઈ હોય. એવી ઉંચી સીફત વિનાના શબ્દો, પછી ગમે તેવી સરસ રચનાવાળા અને દીલખુશ હોય—ફીરદોશી કે શેકસપીયરના કાવ્ય જેવા કદી સુંદર હોય—તોપણ તે શબ્દો બંદગીલાયક કલામ થતા નથી, અને ગણાતા પણ નથી. કેમકે જે કલામ સંપુર્ણ નેક મનની પેદાયશ નહી—જે શબ્દોનો કર્તા સંપુર્ણ નેકીનો, શુધ્ધ અંતઃકરણનો અને મીનો જ્ઞાનનો માલેક નહી, તેના વિચાર જોઇએ તેટલા સ્વચ્છ અને ભરોસો રાખવાલાયક ગણાયજ નહીં. વળી, જે વીચાર અને શબ્દ મૂળમાં પુરતા સ્વચ્છ નહી, તે બુરાઈને તોડવાજેટલા અસરકારક હોય ક્યાંથી? અને તેટલામાટે ખાકી મૂળના શબ્દો "દેવો તથા માણસનાં આજારથી" બંદગી કરનારનું રક્ષણ કરે એવી એજમતી શક્તિ અથવા અસરથી તદન ખાલી હોય તેમાં કાંઈ પણ નવાઈ નથી. જે આદમા ખાકી તેમજ મીનો બુરાઈને તોડવાને લગતાં જ્ઞાન તથા શક્તિથી બેનસીબ હોય; જે કોઈ પવીત્ર માંથ્ર (મંત્ર)ની ભેદી રચના, અને તેમાંથી નિપજતા 'વીજલીક બટેરી'-

ના પ્રવાહ કરતાં વધારે અણદીઠ, વધારે પતલા—પણ ઘણા વધારે શક્તીવાન, અને તેજી આકાશી (ethereal) પ્રવાહનાં બળ તથા અસરથી નાવાકેફ હોય, તે અવસ્તા માંહેની એ કીસમની એજમતી આરાધનાની નકલ કરવાને પણ લાયક ઠડે નહી. જેમને હજુર 'અક્ષરાકૃતી' અને 'બીજાકૃતી'નો ખ્યાલ પણ નથી તેમને પાક માંથ્રની શક્તી, ભેદ તથા ફાયદા "હવાઈ" લાગે—જેવી રીતે કે એક જંગલી હબસીને પ્રખ્યાત શોધક ઈડીસનના 'ફોનોગ્રાફ'ની કરામત અને શક્તી ખ્યાલી અને નહી માનવાજોગ લાગે. પણ જેમ ઈડીસનનો 'ફોનોગ્રાફ' હબસીના કાળાં અજ્ઞાનપણાંથી 'વેહમ' ઠડતો નથી, તેમ પાક માંથ્રવાણીની એજમતી, ગુણકારી અસરની સચાઈ, મીનો જ્ઞાનની નાવાકિફીને લીધે, કોઈબી રવેશે કલ્પીત થતી નથી. આ સઘળી બાના બંદગીને માટે પાક પેગમ્બરી કલામની ખાસ અગત પુરવાર કરેછે.

તેજ અરજગુજારી ખરી નીખાલેસ બંદગી કેહવાય કે જેને ખાતર બંદો પોતાનું તન અને જાન બેઉ અર્પણ કરવાને અચકાય નહીં, પણ ઉલટું પોતાનું સર્વસ્વ સદકે કરવામાં આતુર અને રાજી હોય; જેમાં અંતઃકરણની એવી સ્વચ્છ ભેટ જોડે ખોદાવંદની સ્તુતીને મોજ માનવામાં આવતી હોય, તથા જે વળી પવીત્ર ફરજ તરીકે લેખાતી હોય. આ ફાની દુનીઆમાં જે કાંઇબી બંદાનું છે—તેની દોલત, તેનું ખુદ શરીર અને જીવ—તે સર્વે જીગરની ઉલટથી, પાક મનશનીથી, મોટા ભકતીભાવથી અને ફરજના ચોખા વિચારથી ખોદાવંદની હજુરમાં એક કમીના હદીયા તરીકે ધરવામાં, બલકે આપીદેવામાં આવે; અને તેને ખોટ નહીં પણ નફો સમજવામાં આવે, મરણ નહીં પણ અમર હયાતી માનવામાં આવે, ગરીબી નહીં પણ તવંગરી ગણવામાં આવે, તેજ સાચી જરથોસ્તી બંદગી કેહવાય. ફકત એવા નિષ્કલંક લક્ષણવાળા, એવા ઉમદા વિચાર તથા સીફતવાળા કલામોનેજ જરથોસ્તી ધર્મ બંદગીલાયક ઠેરવેછે તે ઉપર આપેલા અવસ્તા ખોલેખોલું બતાવેછે. તેમાં જણાવેલી ઉમદા સચાઈ અવસ્તાના દરેક ભાગમાં વ્યાપી રહેલી છે. એ સદા—સત્ય તથા તેના ફાયદા વધારે અસરકારક શબ્દોમાં યજશ્નેના ૫૫મા હામાં આ મુજબ જાહેર કીધેલા જોવામાં આવેછે :—

"૧. (ભણનાર કહે છે) તમામ આએ દુનિયાંનો માલમતા (હમારા) તન, હાડપિંજર, જીવ, શરીરની કાઠી (અથવા હાડ), શક્તિ, બુદ્ધિ, રવાન તથા ફરોહર—(એ બધું) હમો અર્પણ કરીએ છિયે તથા ભેટ કરીએ છિયે."

વૃદ્ધિ કરનાર (અથવા પવિત્ર) ગાથા (જે) અશો તથા સચ્ચાઈ ઉપર ચાલનારા સરદાર (તેઓ)ને માટે એ (બધું) હમો ભેટ કરીએ છિયે.

૨. જે ગાથા હમુને રક્ષણ કરનારા તથા બચાવ કરનારા તથા મીનોઈ ખોરાક જેવા છે; (તથા) જે (ગાથા) હમારાં રવાનને માટે ખોરાક તથા વસ્ત્ર બેહુ છે. તે ગાથા **હમુને રક્ષણ કરનારા તથા બચાવ કરનારા તથા મીનોઈ ખોરાક જેવા છે; (તથા) તે (ગાથા) હમારાં રવાનને માટે ખોરાક તથા વસ્ત્ર બેહુ છે.** (હમારાં) **શરીરનું તથા બુદ્ધિનું** (એક બિજાથી) **જુદું પડવા પછી** (દુનિઆને હમારા ગુજરવા બાદ) **તે** (ગાથા) **હમુને પેલી દુનિયાંમાં સારો બદલો આપનારા, પુરતો બદલો આપનારા** (તથા) **અશોઇનો બદલો આપનારા થાએ!**

૩. તે (ગાથા) **હમારે** માટે હિમ્મત, ફતેહ, સુખાકારી, તંદરોસ્તી ચઢતી કળા, વૃધ્ધિ, કુટુંબની આબાદી (તથા) બચાવ તરીકે (થાએ)! **તે (ગાથા) સારાં ડહાપણવાળા તથા જ્ઞાનવાળા** (છે)."—(યજશ્ને તથા વીસ્પરદનો એરવદ કા૦ એ૦ કાંગાનો તરજુમો*).

ઉપલા ફકરાઓમાંના પેહલામાં આપણે જરથોસ્તી બંદગીની અહંકાર તોડનારી વળણ તથા હુ-કારનો ભોગ આપવાની જરૂરની તથા ફાયદેમંદ શીખવણી જોઇએ છીએ. માણસે આ ફાની જીંદગીને બદલે ભવીષ્યની મીનો હઇયાતીનેજ કીમતી અને ખરી હઇયાતી માનવી—એ સમજ તેના મન ઉપર ફરીફરીથી ઠસાવવા ઉપરાંત ઉપલા ફકરા જરથોસ્તી બંદગીની ઉંચી નેમ અને પવિત્ર લક્ષણ આપણી સન્મુખ રજુ કરેછે. વળી એ ફકરાઓ બીજી એક વાતે ખાસ અગત ધરાવેછે—અને તે ગાથાની સીફતને લગતું વર્ણન છે. એ સીફતની મદદથી ગાથાને લગતો થોડોક ભરમ (મર્મ) અને ખરો ખોલાસો સચાઇની ખંતથી શોધ કરનાર દીનદાર મેળવી શકે. જે ગાથા વૃદ્ધિ (વધારો) કરનારા તથા સચાઇના સરદારો તરીકે માનપુર્વક આરાધનાને લાયક ઠરેલા હોય તે કંઇ ખ્યાલી નીરજીવ હીંગામ નહીં, પણ અતી બુલંદ દરજેના નુરમંદ હોશ (Intelligences) અથવા મીનો શકતીઓ દાખલ સાબેત થાયછે. કારણકે એવી નુરમંદ, હોશમંદ, શકિતવંત યઝદી હઇયાતીઓ (Existences) વિના ભલાં માણસોને બચાવનાર, તથા તેમના જીવને ઉગારનાર ઈયા મુક્તિ આપનાર સરખી મહાભારત શકતી તથા ઉંચી સીફતો કઈ ખાકી ચીજ ધરાવી શકે? વસ્ત્ર શરીરનું રક્ષણ કરે અને ખોરાક પોશણ કરે તે માફક રવાનનું રક્ષણ અને પોશણ જેઓથી થાયછે, જેઓ ડહાપણના અને જ્ઞાનના રખેવાલો અને દાતા જેવા છે, જેઓ-આબાદી, બચાવ અને મુકતીનાં મીનોઇ સાધનો અથવા અધીકારીઓ છે, તેઓ તે એક સર્વવ્યાપક, સર્વશકિતવાન નુરી હોશની બળવાન, નુરમંદ તથા હોશમંદ શકતીઓ ઠરેછે. ગાથાના પવીત્ર કલામો જે હમેશાં જ્ઞાન આપનાર ગણાતા આવ્યાછે તેઓમાં પેદાયશની ઉત્તપતિ, પ્રથમ નિયમો [ 'દાતા-

* આ તરજુમો અવસ્તા બંદગી વીશે મતફેર ધરાવનાર પક્ષની પસંદગીનો જણાયલો હોવાથી, આવી બાબદોમાં એ તરજુમો બીજા કરતાં તેને વધારે ખાતરીભરેલો લાગે, એટલામાટે તેનો ઉપયોગ કરવો બેહતર વિચારીએ છીએ.

ઇશ પોઈરીયાઈશ'] સૃષ્ટિ રચના, મીનો જીંદગી, વગેરેનો ખરો જ્ઞાન—પ્રકાશ શબ્દોના ભેદી પડદા પાછળ હરેક લાયક દીનદારને માટે સાચવી રાખેલોછે એમ માનવાનું આપણને દરેક કારણ છે.

પેદા કરનાર સાહેબ અને તેની પેદાયશના ભેદ વીશે પુરતી નહી તો થોડીઘણીબી ખરી સમજ મેળવવા સારૂ અવસ્તાનાં આખાં સાહીત્યના અભ્યાસની તથા તેના ભીતર અર્થોની વાંકફીની કેળવણ જરૂર છે. ત્યારેજ ગાથાની સીફતમાં વપરાયલા સખુનોની સચાઇ માલમ પડે; ત્યારેજ "સ્તોત યસ્ન" સરખી બંદગીની નીચલી વખાણનું યા સ્તુતીરૂપી વર્ણનનું વાજબીપણું દેખાય :—

"સ્તઓત યેસ્નન્ય જે પેહેલ્લી દુનિયાંના કાએદા (તેને) હમો વખાણીએ છિયે.

યાદ કરવા લાએક, અસરકારક, શિખવા લાએક, (બિજાઓને) શિખવવા લાએક, મનમાં ગોખવા લાએક, પસંદ કરવા લાએક, અભ્યાસ કરવા લાએક, આરાધનાને લાએક, (તથા) મરજી પ્રમાણે દુનિયાંને તાજગી આપવા લાએક (એવી સિફતવાળી સ્તઓત યેસન્ય નામની બંદગીને હમો વખાણીએ છિયે)"—[યજસ્નેનો હા૦ ૫૫ મો.]

એજ પ્રમાણે યથા અહુવઇરયો, અશેમવોહુ, યંઘહે હાતામ, વગેરે મહા પવિત્ર અને એજમતી કલામોના ભેદ અને તેમાં સમાવેલી બુલંદ સચાઇનાં ખરાપણાં વીશે સમજવું. એ ટુંકા પાક કલામોની યજશ્નેમાં આવતી આરાધનારૂપી શરેહ પણ આજના અવસ્તાના અભ્યાસીઓ સમજી શકતા નથી તેનું કારણ બીજું કોઈ નહી પણ મીનો 'સત' અથવા જ્ઞાનની નાવાકિફી છે. એજ કારણથી તેમને યથા અહુવઈરયો જેવા 'પેદાયશ—કલામ' અથવા ઉત્તપત્તિ-શબ્દ (Creative Word)ની મહાભારત શકતી અને ખુબીનો ખ્યાલ આવતો નથી; અને એજ મૂળ અજ્ઞાનપણાંને કારણે અવસ્તાના એક બચેલા ભાગમાં વર્ણવેલી અશેમવોહુની બુલંદી તથા ચમત્કારીક અસર તેમને માત્ર ખાલી અલંકાર કરતાં વધારે લાગતી નહી હોય. એ બચેલા સુંદર કલામોમાં મીનો સચાઈ કેવી ખોલ્લી પ્રગટી રહીછે તે જોવા સારૂ ફકત એકવાર તેમનો અર્થ ધ્યાનમાં લેવાની અગત છે. આ ઠેકાણે માત્ર તેનો પેહલો અને છેલો ભાગ આપીને અમે શંતોશ ધરીએ છીએ :—

"(૧) જરથુસ્ત્રે અહુરમજદને પુછ્યું: સર્વેથી પવિત્ર, તનોમંદ દુનીઆંના પેદા કરનાર, અશો અહુરમજદ! એવો કીયો કલામ છે કે જેમાં સર્વ ભલાંની, જે સર્વ ભલાંમાંથી અથવા અશોઈમાંથી નીપજે છે તેની સ્તુતી સમાયલી છે?

(૨) અહુરમજદે જવાબ દીધો: તે અશેમની બંદગી છે, અએ જરથુસ્ત્ર.

.........................................

(૧૬) તે અશેમ કઈ છે કે જે એકવાર ભણ્યાથી મોટાઈમાં, ભલાઈમાં તથા સુશોભીતપણાંમાં જે સર્વે કાંઈ આસ્માન અને જમીનની વચ્ચે છે તેની, તથા આ જમીન, પેલી રોશનીઓ, અને અશોઈમાંથી નીપજતી દરેક વસ્તુ જે અહુરમજદે પેદા કીધી છે તેની બરાબર કીમતી છે?

અહુરમજદે જવાબ દીધો: એ અશો જરથુસ્ત્ર, તે એક અશેમ છે, કે જે સઘળા ખરાબ વિચાર, ખરાબ શબ્દ અને ખરાબ કામ તરક કરવા માટે ભણવામાં આવે."

ખોદાશનાસીના એક અભ્યાસીને ઉપલી હકીકત બોલેબોલ જેમ નીરમળ સચાઈથી ભરેલી તેમ ખાલી અલંકારના અંશ વગરની જણાશે. એવા પાક કલામોને માટે, બલકે અવસ્તાની હરકોઇ બંદગીને માટે કેહવું કે તે માત્ર કલ્પીત છે—એટલે, બીજા બોલોમાં બોલીએ તો, સચાઈથી વેગલી છે—તે એક એવું નાલાયક અને નારવા તોહમત છે કે જે દરેક ખરા જરથોસ્તીના ધીક્કારને પાત્ર થાયછે. કારણકે એ અણઘટતી અને ખોટી વાત એવા મહાન ઉસ્તાદ અને પુજ્ય પેગમ્બર સાહેબના સંબંધમાં વગર આંચકીએ લાવવામાં આવેછે કે જે સાહેબે પુર્ણ સચાઈ અને પવીત્રાઇની અગત તથા બુલંદી આશકારા કરવામાં—દુનીઆમાં એ બેઉ સદગુણોનો મકમ પ્રસાર કરવામાં—માણસોની રોજીંદી જીંદગીમાં રાસ્તી તથા અશોઇને ખરા રેહબર તરીકે મોટો ભાગ આપવાનું શીખવવામાં પોતાની પરોપકારી, નેક હઈયાતીને ખુશીથી આખર કીધીછે. સંપુર્ણ રાસ્તીના જે સાહેબ માલેક હતા, જેમનું ખરૂં લક્ષણ અને બુલંદ ખેતાબ અશો છે, તે પાકજાદ પેગમ્બરના ઉપદેશમાં ચોખ્ખાં નીરમળ સત્ય સીવાય બીજું કંઇ ભલતું છે,—ખ્યાલી અલંકાર છે—એવું વગર આધારે અથવા તો અજ્ઞાનપણાથી બોલવું તે જો ગુનાહભરયું નહી તો ઠપકાભરયું ખચીત છે. એવાં ગલત મતમાં ભલી એકીનદારી નહી, પણ ભુંડો અહંકાર જોવામાં આવેછે, જે કોઇબી જરથોસ્તીને માટે બહુ શોકજનક બીના કેહવાય. ખુદીની ખુશનુદીમાં લીન થયલા કેટલાક પારસી ભાઇઓને ખોદા ભલી બુદ્ધિ બક્ષે એવી આપણે પ્રાર્થના કરશું.

અવસ્તા કલામોનો ખંતથી અભ્યાસ કરવાની તથા યાદ કરતા રેહવાની અગત છે, એટલુંજ નહીં પણ ફરજ છે, તેની વધુ ગવાહી અવસ્તાના નીચે આપેલા ફકરા પુરી પાડેછે:—

"(૯) ............... અશો (હોરમજદ)ની તમામ પેદાએશ જે હમણાં છે, જે થઈ ગઇ તથા જે હવે પછી થશે તે વિશે મને જાહેર કીધું હતું.

(૧૦) તે (તમામ) બંદગીઓ કે જે હું કદીબી બોલ્યો હતો, જે હમણાં બોલુંછું, તથા જે હવે પછી બોલાશે તે (તમામ) બંદગીઓમાં આએ (હોનવરની બંદગી) ઘણીજ સરસ (છે). કારણકે જેટલી તમામ હાડમંદ દુનિયામાં (છે) તેટલી તે (કલામ)ની તારીફની લીઆકત છે.

**શિખનારો (જો) ખંતી રેહીને (તે કલામ) શિખે તો મોતથી તે બચે છે.**

૧૧ (પેગમ્બર જરથોસ્ત કહે છે) વળી તે (હોનવર) કલામ ઉત્તમ અશોઇને લીધે હયાતી ભોગવનારાઓમાંના કોઇનેબી શિખવાને તથા યાદ કરવાને માટે હમુને જાહેર કરવામાં આવ્યો છે." (યજશ્નેનો હા ૧૯ મો.)

ઉપલા ફકરાઓનો ભાવાર્થ એટલો ખોલો છે કે તે ઉપર કંઈપણ વિવેચન કરવાની જરૂર રહેતી નથી. વળી, લંબાણ થવાથી બેચાર અગતના ઉતારા આપીને આ બાબદ હાલતરત ખતમ કરીએ છીએ:—

"૪ ............... દુષ્ટ, નાલાએક વિચાર કરનારા, નાલાએક સખુન બોલનારા (અને) નાલાએક કામ કરનારાઓમાંના કોઈબી મરદની તથા કોઈબી ઓરતની સાંમે થવાને (તથા) તેઓને બાહર કાહાડી નાખવાને માટે (હમો યથા, અશેમ અને યેંઘહે હાતામને પુરતી રીતે આશકારા કરીએ છિયે)"—[યજશ્નેનો હા ૬૧ મો.]

* * *

"૮. જે પ્રમાણે પાક કીધેલાં, સુક્કાં તથા બરાબર તપાસ કીધેલાં એસમને આતશ કટકે કટકા કરી નાખે છે, (તેનો) ભક્ષ કરી નાખે છે (તથા તેનો) નાશ કરી નાખે છે, તે પ્રમાણે તે (હોરમજદના કહેલા કલામો) તમામ બદ વિચારને જડમેખથી નાશ કરી નાખે છે.........જે તમામ બદ સખુનને જડમેખથી નાશ કરી નાખે છે.........જે તમામ બદ કામને જડમેખથી નાશ કરી નાખે છે. તે તમામ કલામોની **ખુબી, ફતેહમંદી, બોરેહ** તથા **અસરકારક શક્તિને** હમો વખાણીએ છિયે."

"૧૪. ખરેખર આએ ઉત્તમ કલામો (દાદાર) હોરમજદે (પેગમબર) જરથોસ્તને જાહેર કીધા. અએ જરથોસ્ત! ખચીત તે (કલામો) (તારી) જીંદગીના છેલ્લા અંતસુધી (દુનિયામાં) તું આશકારા કરજે."

"૧૫. અએ જરથોસ્ત! તે કલામો (તારી) જીંદગીના છેલ્લા અંતસુધી અગરજો (દુનિયામાં) ખચીત તું આશકારા કરે તો, હું જે હોરમજદ (તે) તારા રવાનને જેટલી આએ જમીન (છે) તેટલી (તેની) લંબાઈ તથા પોહળાઈએ દોજખથી દુર લઈ જાઊં. આએ જમીન જેટલી પોહળી તેટલી લાંબી છે"* (યજશ્નેનો હા, ૭૧ મો).

* * *

"૧ ..................સાચા કલામને પવિત્ર ગણીને હમો યાદ કરીએ છિયે. **તમામ માંથ્રવાનીને પવિત્ર ગણીને હમો યાદ કરીએ છિએ.** માંથ્રવાનીના બનાવનાર (પેગમ-બર) જરથોસ્તને હમે યાદ કરીએ છિયે......"

"૨ **બિજું કાંઈ વચ્ચે બોલ્યા વગર (અથવા) વચમાંથી કાંઈ મુકી દીધા વગર** (ભણાતી) ત્રણ (બંદગીઓમાંની) પેહેલી (બંદગી) ને હમો યાદ કરીએ છિયે......... બિજું કાંઈ વચ્ચે બોલ્યા વગર, (અથવા) વચમાંથી કાંઈ મુકી દીધા વગર (ભણાતી) **પેહ-હલે દરજજેની સંપુર્ણ ત્રણ** (બંદગીઓને) હમો યાદ કરીએ છિએ".........(વિસ્પરદ, કરદો ૧૩ મો).

---

* દુનીઆં ગોળ છે તેનું આ સેહલામાં સેહલું પણ ભુલ વગરનું વર્ણન છે, કેજે સાધારણ અકલનાં હરેક માણસની સમજમાં તરત ઉતરી શકે એવું સાદું છે. ભૂમીતી પ્રમાણે એક ચક્કર (ગોળાકાર)ની જેટલી લંબાઈ છે તેટલી પોહલાઈ છે—કોઈબી વ્યાસથી તપાસતાં એક છેડેથી બીજે સુધીનો ફાવત એકસરખોજ જણાશે. ગોળાઈનું યજશ્નેમાં આપેલું આ વર્ણન એક **ખુદરતી**—વર્ણન છે. જેવી રીતે ખોલ્લા ચોગાનમાં ઉભા રહી આસપાસ જોતાં જમીનનો દેખાવ આપણને મળેછે, (એટલે જેટલી લંબાઈ તેટલી પોહળાઈ દેખાયછે) તેવું આબેહુબ ખુદરતી પણ ખામી વિનાનું વર્ણન હજારો વરસ અગાઉ જરથોસ્તી ધર્મ પુસ્તકોમાં જાહેર કીધેલું આપણે જોઈએ છીએ.

# દીનદારનો પુર્ણ બચાવ કરવાની માંથ્રવાણીની મહાભારત શકિત.

**વીસાંસ્તસ્ચ ઈમાઓ નામેનીશ પરશતસ્ચ પઈરીવારસ્ચ વીસેન્તે, પઈરી મઈન્યોયાદ કુજદ વરેન્યયાદ્ચ દ્રવાંઈથ્યાદ, ઝીઝીસુશદ્ચ કયધાદ વીસ્પોમહર્કા-અદ્ચ પઈરી દ્રવતદ યદ અંધ્રદ મઈન્યોદ, માનયેન અહે યથ હઝંઘ્રેમ નરાંમ ઓયુમ નરેમ અઈવ્યાખ્શયોઈદ.**—( હોરમઝદ યશ્ત. )

"**જે પ્રમાણે હજાર માણસો એક માણસની ઉપર ચોકસી રાખે,** ( તે પ્રમાણે ) **આએ** ( દાદાર હોરમજદનાં ) **નામો** ( તે ભણનારને માટે ) મીનો દરૂજ તથા ગીલાનના દરવંદ તથા નુકસાન પોહચાડનાર પાપી માણસની સાંમે, તથા તમામ મરકીવાળો દરવંદ જે અંગ્રેમેન્યુશ ( તેની ) સાંમે શિખામન, ટેકા, તથા **બચાવ** તરીકે થાયછે."



**માંથ્રવાણી** જેમ અર્થમાં ઉંડી તથા ભેદી છે, તેમ અસરમાં ચમત્કારીક તથા બળવાન છે. અવસ્તાના **માથ્રને** સંસ્કૃત **મંત્ર** સાથે સરખાવીને ભાષાશાસ્ત્રીઓએ બેઉ શબ્દોને મુળ અર્થમાં એકમળતા ગણ્યા છે. "માંથ્ર" તેમજ "મંત્ર" ધર્મને લગતા શબ્દો હોવાથી, પેહલો જરથોસ્તીઓમાં અને બીજો હિંદુઓમાં સાધારણે વપરાતો જોવામાં આવેછે. આ કારણને લીધે "મંત્ર" ગુજરાતી બોલનારા વચે એક સાધારણ શબ્દ તરીકે વપરાતો આપણે જોઇએ છીએ, કે જેમાં તેના મૂળ અર્થની મતલબ જળવાઈ રહેલી દેખાયછે. જે શબ્દ કે વાકય—મુખ્ય કરીને ધર્મને લગતા પવિત્ર, ભેદી શબ્દ કે વાકય—નાં ઉચ્ચારણથી ( ભણતરથી ) ચમત્કારીક અસર ઉપજે, એટલેકે જે શબ્દોમાં કંઇક ચમત્કારીક અથવા અસાધારણ અસર નીપજાવવાનું ગુપ્ત બળ હોય, તે "મંત્ર" તરીકે ઓળખાયછે અને મનાયછે. ખોદાઇ ભલી શકતીઓની આરાધનાના **પવિત્ર** શબ્દો, જેથી નેકીનો વધારો અને બદીનો ઘટાડો થાય તેજ અસલ અર્થ મુજબ 'મંત્ર' ( અવસ્તાના 'માંથ્ર' ) લેખી શકાય.

હિંદુઓમાં **મંત્ર** જ્યારે પવિત્ર ઈશ્વરી શક્તિઓનું "સાધન" છે, ત્યારે **તંત્ર** અપવિત્ર, દુષ્ટ દૈત્યોનો સંબંધ સ્થાપનાર માર્ગ તરીકે ગણાય છે. આ તંત્રીક-માર્ગ તે છે કે જેને પાક જરથોસ્તી ધર્મ દેવદરૂજોના દોજખી માર્ગ તરીકે, અને પાપી વિધા દાખલ, ધીક્કારી કાઢે છે, તથા તોડવા ફરમાવે છે. તનમનની પવિત્રાઈના બુલંદ પાયા ઉપર સદા બેઠક લેનાર જરથોસ્તી ધર્મમાં મેલી તંત્રીક વિધા જેવું પાપી, નુકશાનકારક

સાહીત્ય છેજ નહી—તેને જાણે કચડી નાંખીને નેસ્ત નાબુદ કીધેલું જોવામાં આવેછે. કારણકે 'તંત્ર' બીજું કંઈજ નહી પણ મેલું, હાનીકારક 'મંતર-મંતર' છે, જેનું મુખ્ય સાધન સઘળી જાતની અણદીઠ અપવિત્રાઈ તથા દેખાતી ગલીચી છે. જરથોસ્તી ધર્મ આ જાતના મેલાં "તંતર-મંતર"નો તથા દરૂજી અપવિત્રાઈ વધારનારનો ખુદરતીજ દુશ્મન છે. પાક જરથોસ્તી દીનમાં જે "યાતુ"ઓ (જાદુગરો) સામે લડત ચલાવવા જણાવ્યું છે તે મેલી તંત્રીક ક્રીયા મારફતે જે જે રૂહાંની પલીદ શક્તિઓની ઉપાસના કરવામાં આવેછે તે દુષ્ટો છે તેમજ તે ક્રીયા કરનારા બુરાં માણસો છે; તે ભલી દીનમાં જે "આ-શ્મોગો"ની સામે થવાની તાકીદ કીધી છે તેઓ નેક માણસોને ફરેબ દેનાર તથા ભુંડી શીખવણી ફેલાવનાર આદમીઓ છે; તથા તેમાં જે બદકાર "પઈરીકા"ઓને તોડતા રેહવાની અગત બતાવી છે તેઓ પોતાના લલચાવ-નાર દેખાવથી માણસોને પોતાની પાપી જાલમાં ફસાવનારી ગેતી તથા મીનોને લગતી, દેખાવમાં સુંદર પણ ખસલતમાં સેતાન સરખી, 'પરીઓ' છે. આ સર્વે યાતુઓ, આશ્મોગો, પઈરીકાઓ, વગેરે, બુરાઓનું એક પેહેલું તથા એકમળતું કામ તે ઉત્તમ જરથોસ્તી પવિત્રાઈ ઘટાડવાનું અને તેનો ભંગ અથવા નાશ કરવાનું છે, કે જેથી તેમને પોતપોતાનાં દરવંદી, પાપી કામોમાં જોઈતી સેહલાઈ મળે. જરથોસ્તી ઉંચી પવિત્રાઈના બારીક, ફાયદેમંદ કાનુનો ઉપર અમલ નહી કરનાર હરેક જરથોસ્તી મરદ ઓરત બેમાલુમ રીતે પણ ચોકસપણે મેલા, મોતમંદ તંત્રીક માર્ગ ઉપર ઉતરી પડવાના ભારી જોખમમાં જાયછે એટલી ચેતવણી આ ઠેકાણે આપવાની અમે અમારી ફરજ સમજીએ છીએ.

ભલી શકતીઓની આરાધનાના પવિત્ર તથા ચમત્કારીક અસરના શબ્દો તે 'મંત્ર' છે, એવું આપણે ઉપર દેખાડયું છે. એવા અર્થમાં 'મંત્ર' હીંદુઓમાં કદાપી વપરાતો નહી હોય, તોપણ અવસ્તાનો 'માંથ્ર' શબ્દ તો અશો દાદાર અહુરમઝદ અને તેની ભલી શકતીઓની પવિત્ર સ્તુતીના પાક, એજમતી કલામ તરીકેજ હમેશાં વપરાયછે, જેની સાબેતી અવસ્તાના દરેક ભાગમાં અને ઘણુંકરીને દરેક વાકયે મળી આવેછે. યજશ્નેનો ૨૯ મો હા, જે અહુનવદ ગાથાનો બીજો છે, તેના ૭ મા ફકરામાં આવતા માંથ્રનો અર્થ દાકતર મીલ્સ કેવો બોહલો કરેછે તે હેઠલ આપેલા તરજુમા ઉપરથી જણાશેઃ—

"Mazda has created the inspired Word–of-reason which is a Māthra of fatness (for the offering)......" એ ઉપરથી વગર શક જણાયછે કે માંથ્ર અહુરમઝદની પેદાયશ છે, મીનો જ્ઞાનના ભેદી શબ્દો છે, તથા બંદગીના પ્રવિત્ર કલામોછે. માંથ્રવાણી અશોઈનો વધારો કરનાર, નેકોની મદદગારી

કરનાર, બુરાઇને તોડનાર—એવી ખુબીવંત, ચમત્કારીક અને અસરકારક છે, કે જે ખુબીઓ પાક અવસ્તા જાબજા જાહેર કરેછે. 'માંથ્ર સ્પેન્ત'ને ખુદ દાદાર સાથે કેટલોબધો નજદીકનો સંબંધ છે તે ફ્રવરદીન યશ્તના બાવીસમા કરદા ઉપરથી સેહેલથી જણાયછે. વળી, ખોદાતાલાનું એક બુજોરગ નામ 'ફ્રશુશો-માંથ્ર' છે—એટલે કે 'વૃદ્ધિ કરનાર માંથ્ર નામવાળો' એવું છે. આ બીના સાથે સરોશ યઝદની સીફત પણ ધ્યાનમાં લેવાની જરૂર છે-કે જે યઝદ આ દુનીઆનો પાસબાન તેમજ "દએનો દીસો દએનયાઓ" ઈયાને દીન શીખવનાર મીનો-ગુરૂ છે. પાક સરોશ યઝદનો ખાસ એલકાબ તનુ-માંથ્રહે, એટલે "માંથ્રના તનવાલો" એવો છે. જ્યારે અશો સરોશને 'દીન શાખવ-નાર' મીનો ગુરૂ જેવો ધર્મમાં ચીતારયો છે ત્યારે, જેમ કેટલાક જબાંશનાસો સમજાવવા માંગેછે તેમ, તે દીનની "તાબેદારી" હોઈ શકે નહીઃ તેથી ઉલટું, તે દીન શીખવનાર યઝદી ઉસ્તાદ ઠરેછે. કદી શ્રુ=સાંભળવું એ ધાતુ ઉપરથી સરોશનો અર્થ નક્કી કરવામાં આવે તો, તેનો ખાસ એલકાબ જે "તનુ-માંથ્રહે" છે તે ધ્યાનમાં લેતાં તેને પવિત્ર માંથ્રનું શ્રવણ કરાવનાર શ્રવણ-ગુરૂ, ઈયાને માંથ્રવાણી સંભળાવનાર મીનો ઉસ્તાદ ગણવો વધારે વાજબી ઠરેછે, જે અર્થ તેની સીફતો ધ્યાનમાં લેતાં વધારે બંધબેસ્તો માલમ પડેછે. પણ એ બીના હાથ ધરેલી બાબતથી જુદી હોવાથી તેને અહીંજ અટકાવીશું. માંથ્રસ્પેન્ત, જેને આપણે માંથ્રવાણીની Spirit, એટલે તે માંહેની અથવા તે ઉપરની મવકલ અહુરમઝદી શકિત, કહી શકીએ, તેનાં ચમત્કારીક બળ અને આકાશી ઉત્તપતી બાબે શક રાખવાનું કોઇબી પ્રમાણીક જરથોસ્તી અભ્યાસીને વાજબી કારણ નથી.

માંથ્રસ્પેન્તના કલામ ઈયાને માંથ્રવાણી કેટલી બળવંત તથા કેટલી અસરકારક છે તે આખી હોરમજદ યશ્ત પહેલેથી છેલ્લે સુધી બતાવેછે. એજ યશ્ત એકલી માંથ્રવાણીની ખુબી, બળ અને ગેબી મદદગારી દર્શાવેછે એમ નથી, પણ સઘળી યશ્તો તેના જુદા જુદા પ્રકાર બતાવેછે. જેઓ યશ્તોને કંઈ ઈતિ-હાસીક બનાવો અથવા ભૂગોળના ખ્યાલી વર્ણનો સમજવાની હસ્વાજોગ ભુલ કરેછે તેઓ અલબત યશ્તોમાંના મહા અગતના ભેદોનો કંઈક ખરો સાર કે ઝાંખો ખ્યાલબી મેળવવાને નસીબવાન થાયજ નહીં. એ યશ્તો હરેક નેક, આતુર ભકતને કેવી મોટી **શક્તિ** બક્ષી શકે તેની બરાબર નહીં તો થોડીક પણ સમજ જેમને હશે તેમને એ અતી ઉપયોગી અને ફાયદામંદ બંદગીઓ ઉપર નખાયલાં ભેદી પડનું વાજબીપણું દેખાયા વિના રેહેશે નહી. યશ્તો એ 'સિદ્ધી શકિત'નો કીમતી પણ કઠણ જ્ઞાનવિભાગ છે, કે જે લાયક, પહરેજ-ગાર દીનદારને યઝદી શકતીથી નવાજે છે, એટલો ઈસારો આ ઠેકાણે પુરતો થશે. દરેક યશ્ત તે મધેના ચોકસ યઝદ અમશાસ્પંદ સૃષ્ટિક્રિયામાં જે અગત્યનો

ભાગ બજાવેછે તેનું જ્ઞાન આપવા જોડે માંથ્રવાણીની ચમત્કારિક અસર અને બળ જુદે જુદે આકારે બતાવેછે. પાક દાદારનાં પ્રતાપી નામોની કાયદાસરની એકચીત્તની યાદ કેટલીબધી બળવાન, યારી આપનાર તથા બચાવ કરનાર છે તે હોરમજદ યશતમાંના, આ લખાણની શરૂઆતમાં ટાંકલા, અવસ્તા જાહેર કરેછે. માંથ્રવાણીના કલામોમધે એ નામો બહુજ એજમતી અને ખુબીવંત છે એમ પેગમ્બર સાહેબ જરથોસ્તને પાક પરવરદેગાર જણાવેછે, તથા એ નામો હરેક દીનદારનો સંપુર્ણ બચાવ કરવાજેવી મોટી શકિત ધરાવેછે તેનો જોઈતો ખ્યાલ તે માંહેની મીસાલ સારી રવેશે આપેછે. 'એક માણસ ઉપર જેમ હજાર માણસો ચોકસી રાખે' તેમ તે નામો બંદાનું રક્ષણ કરેછે. માંથ્રના આ પવિત્ર કલામોની યાદ પરીણામમાં એટલી અસરકારક છે કે દીનદાર ઉપર એક હજાર ચોકીબાનો જેટલી ચાલાક તીવ્ર નેગાહ રાખનાર સમાન છે અને તેને હજારગણો બચાવ આપે એવી બળવંત અને એજમતી છે. એક રાજવંશીનો બચાવ સેંકડો હથીયારબંધ ચોકીબાનો જેવી રીતે કરે તેવી રીતે,—જાણે હજાર ચોકીબાનોથી બનેલા, ધણીક માણસાઈ દીવાલો સાથના, એક જીવતા કીલ્લાથી મળતા મજબુત બચાવ માફક માંથ્રવાણીના દીલસોજ ભણનારનો ગેબીરીતે પુરતો બચાવ થાય છે. એના સંબંધમાં સરોશ યશત હાદોખ્ત મધેનો નીચલો ફકરો જાણવાજોગ ખોલાસો આપેછેઃ—

**યથચ પસુશ-હુર્વોઓંધ્રહો, અએતદ સ્રઓશેમ અશીમ પઈરી-બરામઈદે યીમ અશવનેમ વેરેથ્રાજનેમ.**

"જે પ્રમાણે પસુશ-હરૂન (પશુની પાસબાની કરનાર કુતરો) તે પ્રમાણે અશો સરોશ (ઇજદ) જે પાક (તથા) ફતેહમંદ (તેને) હમો આસપાસ રાખીએ છીએ."

બાહરની સપાટીપરના ભાવાર્થ મુજબ લેતાં પણ ઉપલા ફકરામાં આવેલી મીસાલ જેમ બહુ સુંદર છે તેમ તેમાં બહુ ઉંડી મતલબ સમાવેલી લાગેછે ખુદરતે કુતરામાં એવી શક્તિ મુકેલી છે કે ગમે એવો હુશ્યાર ચોકીબાન ઠગાય, પણ તે તીક્ષણ નજરનું, ચાલાક, બાહદુર પ્રાણી ચોર કે લુટારાના ફેલથી જેમ ભુલથાપ ખાતુ નથી તેમ વિક્રાલ હેવાનથીબી તે ઠગાતું નથી. પશુની પાસબાની કરનાર કુતરો જે પ્રમાણે હમેશ સાવધ રહેછે અને ઠગાતો નથી તથા સેતાબ મદદે પોહચેછે, તે પ્રમાણે તરત યારીએ પોહચનાર અને દરૂજી ફેલથી કદી ઠગાય નહી એવી ઉંચી સીફત અને મોટી શકિત ધરાવનાર બળવંત સરોશ યઝદ છે તેની સમજ આપણને ઉપલા ફકરામાંથી સેહલાઇથી મળેછે, અને તે સાથે સરોશ યશતના કલામોની એજમતી અસરની સાબેતી પણ મળેછે. કારણકે સરોશ યઝદ, જે પોતેજ 'માંથ્રના તનવાલો' કેહવાયછે તેની જે સીફત અને શક્તી તે માંથ્રવાણીની પણ ઠડેછે. આગળ જણાવી ગયા તેમ દરેક યશત માંથ્ર-

વાણીની ગેબી મદદ, એજમતી અસર અને ચમત્કારીક શક્તિ અનેક પ્રકારે જાહેર કરેછે, કે જેના વધુ દાખલા અતરે આપવાની જરૂર નથી.

---

**અવસ્તા** કલામો મીનો પેદાયશ છે, એટલામાટે પવિત્ર છે; પેગમ્બરી કલામ છે, એટલામાટે એજમતી તથા અમુલ્ય છે. ખુદ્દરત અને ખુદાનું ખરૂં જ્ઞાન આપનાર તથા માણુસના જીવને મરણુથી ઉગારીને અમરગી આપનાર પાક અવસ્તા છે. અવસ્તાવાણીની આવી ઉંચી સીફત, ખુબી, અને શક્તી બાબે, ધર્મને આધારે, કેટલુંક વિવેચન આ અંક-મધેની એક આરટીકલમાં કાધેલું જોવામાં આવશે. ગુજરાતી, ઇયા એવીજ કોઈ "સમજાતી" પ્રાર્થના, ઉપર જણાવ્યા સરખી બંદગીને લાયકની, મીનો સીફતોથી તદન ખાલી હોવાથી જેમ પવીત્ર ઠડતી નથી તેમ અસરમાં ફાયદાકારક કે ગુણુગારી પણુ લેખાતી નથી. યજદી અશોઈની ઉત્તમ શાંતી તથા નીરમળપણુંમાં હમેશાં લીન રેહતાં પવીત્ર મનને બદલે ખાકી ખટપટોમાં ચકચુર રેહતાં મેલાં મનમાંથી ઉભી થતી પ્રાર્થના અથવા 'બંદગી' નીખાલેસ પાકીજગીનો સેહજબી દાવો નહી કરી શકે; એટલુંજ નહી પણુ તર્કવિદ્યાને કાયદે છેવટે **અપવિત્ર** પણુ ગણી શકાય. ગુજરાતીમાં બંદગી કરવાનું અઘટીતપણું, દુનીઆદારીને કાયદે પણુ, અત્યાર અગાઉનું શંતોશકારક રીતે તથા અનેક રૂપે સાબેત થઈ ચુકયું છે. તે છતાં જડ–સુધારાની શકમંદી એવા જડ પ્રકારની છે કે ઘાંચીના બળદીયા સરખી તે સમજમાં ધીમી છે, અને તે ગરીબ જાનવરની માફક શકના ચક્કરમાં રાત અને દીવસ અટવાતી રહે છે. એટલામાટે અહીં બે ત્રણુ વાંધા, જે જુના છતાં હાલની જીકરમાં નવા સરખા દેખાય છે, તે ટુંકમાં તપાસવા નકામા થશે નહી.

ગુજરાતી બંદગીના હીમાયતીઓ જે એક બાબદમાં ગોળ ચક્કરમાં ફરયા જઈ ગુંચવાય છે તે 'સમજાતી બંદગી' છે; પણુ કઈ ચીજ ઇયા બાબદની સમજની તેઓને અગત છે તે તેઓ બરાબર જાણુતા હોય એવું લાગતું નથી. તેઓ ખોદાને સમજવા માગેછે કે ભાષાને?—ઇયા બેઉને? જે અનંત, અજાણુ (જાણ્યામાં નહી આવે એવા) સાહેબની ભક્તિ કરવાની છે તે ગેબી માલેકની પેહલી પુરી સમજ મેળવીને પછીજ જો તેની આરાધના કે યાદ કરવી, એવી "સમજાતી" બંદગીના હીમાયતી ભાઈઓની મરજી કે મતલબ હોય તો તેવા સર્વેને રસ્તાખેજ સુધી થોભવું જોઈશે. તેમ નહીં તો આ પાપી હજારામાં, અને ખ્રીસ્તી ૧૯ મી સદીના ખાકી સુધારાના અમલમાં, દુનીઆમાં અત્યારસુધી કદી નહી બનેલો મોજેજો કરી બતાવવાની તેમની ફરજ થશે. તે મોજેજો એજ કે જે અજ્ઞાન બાળકો તથા માણુસોને માટે 'સમજાતી' બંદગીને નામે ખોટી બાથ ખાસ કરીને લેવામાં આવે છે તે નાદાનો તથા અજ્ઞાનો પણુ ખાકી આદમની અંતવાન સમજમાં પુરો ઉતરે નહી અને જાણુમાં આવે નહી (the Unknown and the Unknowable) એવો અનંત અને અતી ગેબી ખોદા છે તેને બરાબર સમજે ઇયા પીછાને એવું હેરતભરેલું પરાક્રમ પેહલે તેઓએ કરી બતાવવું જોઈએ છે: કારણુ કે જે હસ્તીનો ખરો કે પુરોપાધરો ખ્યાલબી નહી હોય તેની બંદગી, તેઓના વીચાર મુજબ ખાલી એકીનની બંદગી, તે "સમજાતી બંદગી" કેહવાય નહી, પણુ સમજ વગરનો બકબકારો ગણુાય. સફેદ દેવના સપાટામાં આવેલા પેહલવાનને જેમ પાહડ સાથે અથડી મરવાની ઇયા દરીયામાં ડુબી મરવાની—બેમાંની એકબી પસંદગી કરવાની બારીક હાલતમાં આવી પડેલો શાહનામા મધે ચીતારયો છે, તેવી કાંઈક દયા કરવાજોગ સ્થીતી ગુજરાતી બંદગીના ખાલી શક અથવા વેહમના 'દેવ'ના હાથમાં આવી પડેલા આપણુા

કેટલાક બોલવાયલા પારસી ભાઈઓની થઈ છે. એ સાહેબોને બી ઉપર વર્ણવ્યા જેવીજ એક કડવી પસંદગી કરયા વગર છુટક નથી એમ દીસે છે.

કદી "સમજાતી બંદગી" ને લગતી જીકર શબ્દોની સમજ માટેજ ફકત હોય ( કે જે વિચાર મૂળમાં ખોટો છે) તો તેમાં પણ દરેક શબ્દનો ખરો અર્થ નાનાં મોટાં, અભણ કે ભણેલાં, સર્વે એકસરખી રીતે સહેલથી સમજી જાય એવી તેમની કળા કે શોધબી એક મોજેજા જેવીજ ગણાશે. આજે હરેક લખાણપર કેટલીબધી તકરાર થાયછે અને તેની મતલબ સમજવા સારૂ કેટલાંબધાં ચુથણાં પડેછે? જુનાં લખાણને બાજુએ મુકતાં, હમણાંનાં—આપણાં પોતાનાંજ લેખો. ખુદ આ તકરારને લગતાંજ લખાણ, અને તેબી વળી "સમજાતી" બંદગીના હીમાયતીઓનાંજ લખાણ લેઓ, અને જુઓ કે તેમની મતલબથી જુદી મતલબ ઉઠાડવા માટે તેમને ફરીયાદ કરવી પડેછે કે નહીં? જો દરેક લખાણ કે બોલવાની અસલ મતલબ હરેક માણસથી સહેલથી આબાદ સમજી શકાતી હતે તો, દુનીઆમાં જુસ્સાભરી તકરાર કે દુશમની ભરયા મતભેદની હસ્તી આજે આપણા જોવામાં જેવી આવેછે તેવી ઘણુંકરીને આવતેજ નહીં.

---

**સમજાતી** બંદગીની તરફેણ કરનાર ગ્રહસ્થોની સમજાવટમાં એક બીજી ગુચવણ દેખાયછે તે આ છે. તેઓ જણાવેછે કે ધર્મ કેળવણીમાં તેઓ જોઈતી ગુજરાતી સમજણ સાથે અવસ્તા શીખવેછે, અને તેથી શીખનાર ધ્યાનથી અને ઉલટથી બંદગી કરેછે. હવે જો શીખતાં બાળકો અવસ્તાની સમજ મેળવવાથી સમજીને બંદગી કરી શકેછે તો તેમને માટે—અને તેજ કારણથી હરકોઈ અકલવાન જરથોસ્તીને માટે—ગુજરાતી બંદગીની જરૂરજ કયાં રહી? જ્યારે નાનાં બચ્ચાંને સેહલથી થોડાક વખતમાં ફરજગુજારીના અવસ્તા સમજાવી શકાય છે ત્યારે પોતાની ફરજ બજાવવાને આતુર અથવા રાજી હોય તેવા હરકોઈ જરથોસ્તીને તેવી સમજ મેળવવામાં કઠણાઈ પડે એવું વીચારવું સાદી સમજથી ઉલટું કેહવાય.

---

આ તકરારના સંબંધમાં બાળકોની કેળવણીને લગતો એક બંધબેસ્તો દાખલો આપણને મળે છે. નાની ઉમરનાં શીખાઉઓને પૃથ્વી ગોળ છે એવું શીખવવામાં આવે છે તે શું તેઓ ખરેખર **સમજે** છે? ભૂશીર અને ભૂશલાકાનાં વર્ણનોનું ખરાપણું શું તેઓ સમજીને કબુલ રાખે છે?—કે જેનો પુરતો ખ્યાલ ઘણાક મોટી ઉમરનાં માણસોને પણ આવતો નથી. ધુમકેતુ અને તારાનાં બંધારણ, ગતી, તત્વો, ઈ૦, વીશે જુવાન વિદ્યાર્થીઓને જે શીખવવામાં આવેછે તે શું તેઓ ખરેખર સમજતા કેહવાય, જ્યારે તેમના ઉસ્તાદો તથા હાલના વિદ્વાનો માત્ર અટકળનાં અનુમાનો કરતાં કંઈબી વધારે ખાતરીભરી સમજ આપી શકતા નથી? વળી સમજાતી બંદગીના હીમાયતીઓ પોતાનાં બચ્ચાંને અંગ્રેજી ગાયનો અને ઇટાલ્યન 'એન્ડો" સંભળાવવા લઈ જાય છે, કે જેની લેશભારબી ખરી સમજ તેઓને હશે નહીં; ઉરદુ ઓપેરા અને હુનરમંદીની નવાઈઓનાં વ્યાખ્યાનોમાં તેમને હાજર રાખે છે, કે જેનાં મુળતત્વોની ભાગીતુટી સમજ પણ તે બાપડાંને હશે નહીં. દુનીઆંઈ બાબતોમા નહી 'સમજાતી' ભાષાનો વાંધો કયાં અને કાંય ઉડી જાય છે તે તો એ સાહેબો સમજાવે ત્યારની વાત.

---

**નામાંકીત સીસરો** ધર્મનો અર્થ "A profounder reading of the Truth" એટલે સત અથવા સચાઇને વધારે ઉંડાણમાં ઉતરીને વાંચવી ( પીછાનવી ), એવો કરતો હતો. ખરૂં સત એ ખરૂં ગ્નાન તેમજ ખરી ( મીનો ) હસ્તી ગણાય છે.

મીનો હદ્યિાતીને લાયક થવા માટે તનમનની પવિત્રાઈ ખીલવવાની તથા તેમને લગતા વિકારોને દાબી નાખવાની અગત સઘળા દેશના અને સઘળા જમાનાના સાલેકો તથા સંત પુરૂશોએ જણાવેલી છે. વિકારોને મારવાનું મહાભારત કામ બંદગીની એક ખાસ નેમ તરીકે અસલથી ગણાતું આવ્યું છે. પણ એથી ઉલટી રીતે આજે તો તનમનના વીકારોની ઉસ્કેરણીને બંદગી તરીકે સમજાવવાની પેરવી થાય છે! અહીં અસલી સાલકો અને આજના 'સુધારકો'ની શીખવણી ખુદ મૂળતત્વોમાં અથવા મૂળ વિચારોમાંજ તદન જુદી પડે છે. કારણકે જ્યારે સઘળા ગ્નાનીઓ માણસાઈ વીકારો અને હવસોને દાબી દેવાની તથા ઉખેડી નાખવાની મોટી જરૂર બતાવી ગયા છે ત્યારે આજે વીકારો ઉસ્કેરનાર ખાકી અને પતીત ગાયનને 'ખોદાઇ' અને 'પવીત્ર' કેહવામાં આવેછે! આજે લોભલાલચ વધારનારી ખાહેશોને 'બંદગી'નો ઉંચો મરતબો આપવામાં આવે છે, જ્યારે અસલી પેગમ્બરો તથા ધર્મગુરૂઓ એક અવાજે તેઓને દુરગુણો ગણી એવી નીચ વૃત્તીઓનો નાશ કરવાનું ફરમાવી ગયા છે.

---

જો માંગવું, અને તેબી મન ભાવે તે માંગવું, એ ખરેખર બંદગી હોય તો તમારો હરીફ કે દુશમન તમને ઇજા કરવા માંગે તેબી બંદગીજ કેહવાશે! આવા પ્રકારની એક માણસની 'બંદગી' બીજાને ભાગ્યે માફક આવે, તો એક આખી પ્રજાને બંધએસ્તી તે ક્યાંથી થઇ શકે? પોતાની દુનીઆઇ મતલબ તથા ફાયદા સારૂ માંગવું તે ચોખા આપસ્વાર્થ સીવાય બીજું કંઈ નથી. પોતાનાજ સ્વાર્થનું શોધવું, પોતાનીજ મતલબનું માંગવું એ પરીણામમાં એટલું માઠું છે કે ફક્ત એક પગલું આગળ જતાં યુરોપનાં ખાનાખરાબી ભરેલાં કમ્યુનીઝમ, શોશીયેલીઝમ, નીહીલીઝમ વગેરે માંગનાર—ફેસાદખોરા વર્ગોની ઉથલપાથલો આપણી સામે ડોળા ધુરકતી ઉભેલી દેખાશે. એ જાતની ઉસ્કેરણીભરી, માગણી કરનારી ઉપલપાથલો તથા શીખવણીને પણ શું બંદગીની ઉપમા આપવામાં આવશે? ત્યારે, સેપાસ અને સબુરી જેવા બંદગીના મદદગાર ખુબીવંત ગુણોને છેલી સલામ!

એકબારગી નીરદોશ તોપણ સ્વાર્થી માંગવાનેજ બંદગી તરીકે ગણવાનું હવે પછી સમજાવવામાં આવે, તો સર્વથી મોટા બંદગીખોરો આપણા ભીખારીઓ ગણાય, કે જેઓ રાત અને દીવસ માંગમાંગ કરીને જેમ લોકોને કંટાલો આપવાથી તેમ ખોદાના નામની યાદ આપવાથી પણ પાછળ પડતા નથી! ભીક્ષુકોથી સેહજજ ઉતરતા બંદગી કરનારા તરીકે આપણા તોફાની બાળકોને ગણવા ખોટાં થશે નહીં, કેમકે તેમનાં માંગવાનો પણ છેડો આવતો નથી. આ મુજબ, દમેદમ બંદગી કરનારા આપણી વચ્ચે છે તે જાણવાનો શંતોશ હવે આપણે લઇ શકીએ ખરા!

---

આગલી કે હમણાંની, કદમી કે શેહનશાહી, સઘળી ફીસમની ખોરદેહ અવસ્તામાં જે ફરમાન એકસરખું નજરે પડેછે, અને જે ગુજરાતી બંદગીના હીમાયતીઓએ કબુલ રાખી આપણી સામે ધરયુંછે, તે એ છે કે જેને અવસ્તા ભણતાં આવડતું નહી હોય તેણે ચોક્સ સંખ્યા "યથા અશેમ"ની ભણવી જોઇએ. એ વીશે એરવદ કા૦ એ૦ કાંગા પોતાની ખોરદેહ અવસ્તા બા માએનીમાં 'અશેમવોહુ'ની નીચે આ મુજબ શરેહ કરેછે:— "જેઓને બીજા અવસ્તા નહી આવડતા હોએ તેઓને સવાબનો હિસ્સો હાંસેલ કરવાને 'યથા' તથા 'અષેમ્' ભણવાને ફરમાવેલુંછે."

હવે, સવાલ એ ઉઠેછે કે જો આપણા અસલી ઇરાની તથા હીંદુસ્થાની બાપદાદા પાક અવસ્તા-ઓ-ઝંદને બદલે પોતાની સમજાતી ભાષામાં બંદગી જોડવાનું ખરેખર વાજબી સમજતા હતે, કે તેવી 'સમજાતી' બંદગી કરવાનું રવા ગણુતા હતે, તો અવસ્તા નહીં આવડે તેને 'યથા–અશેમ' ભણુવા જેવો ફરજ્યાત કાનુન શા માટે પેહડી દર પેહડી ચાલુ રાખતે? એ કાનુનની હસ્તી એજ પુરવાર કરેછે કે સઘળે ઠેકાણે બંદગી કલામ તરીકે અવસ્તા ભણુવાની અગત હમેશાં વિચારવામાં આવીછે; અને તેની વધારે સેહલી અને સીધી સાબેતી આ કરતાં બીજી શી હોય?

---

**ઝંદ અવસ્તા** જેટલા અશુદ્ધ ભણુવામાં આવતા હોય તે કરતાં ઘણે દરજજે અશુદ્ધ ગુજરાતી બોલનાર પારસીઓ ગુજરાતી તથા અંગ્રેજી બોલનાર હીંદીવાનો અને ઉતરતા વર્ગના અંગ્રેજો અંગ્રેજી બોલે છે. એક અંગ્રેજ ખલાસી કે મજુર અતિ અશુદ્ધ અંગ્રેજી ભાષામાં તેની કાયદાસરની, ઠરાવેલી પ્રાર્થના કરે તે ખોદાતાલા મંજુર રાખે નહી તેની કંઈ પણ સાબેતી છે? દરેક દેશમાં અને દરેક પ્રજામાં શુદ્ધ કરતાં અશુદ્ધ બોલનાર હમેશાં વધારે હોય છે. ઘરગતુ પારસી–ગુજરાતી ભાગ્યે "શુદ્ધ" ગુજરાતી કેહેવાય. દાખલા તરીકે આ વાકય લઇએ:– 'ચીર ચરેચ કે જાને મારૂં'—આ સાંભળી કોઈ ગુજરાતી હીંદુ તો વમાસણમાં પડે કે કપડાં (ચીર) તે ગાયની પેઠે કેવી રીતે ઘાસ ખાતાં (ચરતાં) હશે! આ પ્રકારની અશુદ્ધ ગુજરાતી બોલનાર સઘળાં પારસી મરદ ઓરતો ગુજરાતી તદન શુદ્ધજ બોલશે એવી જામીનગીરી ગુજરાતી બંદગીના હીમાયતીઓએ આપી નથી.

---

ગાવાનો જે વિચાર આજે આપણે ધરાવીએ છીએ તે વિચાર અથવા અર્થ અવસ્તાના **સ્રાવય** શબ્દને જબાંશનાસી જો લાગુ પાડતી હોય તો તે ભુલભરેલો છે, એટલુંજ નહી પણ એક જમાનાને બીજા જમાના તરીકે ગણુવાની મોટી ભુલ કરવા બરાબર છે.

---

**તેત્રીશ ફરેશ્તા** માટે, તેત્રીશ અમશાસ્પંદની મીસાલ મારફતે, એક ખરો દીનબરદાર પોતા તરફની મોટાં માનની લાગણી તથા ઉંચો ભકિતભાવ બતાવે તે માટે તેનું ખાલેસ અંતઃકરણ કદીપણ સંકોચાય કે ભારી થાય નહી; પણ સામું, તેમની મોટી બુઝોરગી એક અતી માન અને વખાણુભરી મીસાલથી જાહેર કરવા થકી તેનું ધારમીક દીલ બેશક હલકું અને આનંદી થાય. નીરમળ યકીનદારનો આ જાતનો સુખદાયક અનુભવ હોયછે. ખરા ભકતીભાવ અને મોટાં માનના ઉભરાની આવી ઇધાણીને અજ્ઞાનપણાનું રૂપ આપવાની કોશેશ જમાનાઓ પછી પોતાના શાગેરદોના વંશજો મધેના કોઇથી કદીપણ થશે એવું નીરંગ આબેજરની નવાજેશ કરનાર રાહબર અને મોટા ધર્મગુરૂએ કદાચજ વિચાર્યું હશે. પણ આ જમાનો "કળી કાળ" નો છે, જે ખાલેસ ઇમાનનો મોટો શત્રુ છે; એટલામાટે ઉપર જણાવ્યા જેવી કોશેશો ઓચંબો કે દલગીરી ઉપજાવતી બંધ પડીછે. જે બીના આપણુને લગાર અજાયબ કરેછે તે એ કે **હફ્ત-અમશાસ્પંદ** યસ્ત હરરોજ ભણે એવા પહરેજગાર, ઇમાનદાર તથા વાકેફગાર દસ્તુરદાવરો અને દીનદારોને અજ્ઞાનમાં ખપાવવાની શી ગરજ પડતી હશે? રોજની ફરજ્યાત ગુજારનાર, એટલુંજ નહી પણ રોજમાહ ગણી જાણુનાર શીખાઉ પણ જાણેછે કે છ અમશાસ્પંદો સાથે તેઓના કર્તા અને વડા દાદાર અહુરમજદને જ્યારે પણ ગણુવામાં આવેછે ત્યારે અમશાસ્પંદો હફ્ત ઇયાને સાત કેહવાયછે. નમાજ અને સ્તુતી લાયકના તથા રક્ષણુ કરનાર મીનો ફરેશ્તાઓને બુલંદ અને બુઝોરગ સમજવામાં ઉત્તમ યકીનદારી સીવાય કશું વાંધાભરેલું નથી.

## હોરમજદ યશ્ત ઉપરથી હોરમજદની

## સીફત વીશેની સરેહ.

કીંમત બે આના.

---

## દોખમે નોશીરવાન

અથવા

**મુસલમાનોનો મશહુર ખલીફ હારૂન-અલ-રશીદ,**
**શેહેનશાહ નોશીરવાન આદેલનું દોખમું**
**જોવા ગયો તે કીસ્સો.**

કીંમત છ આના.

---

## ધર્મ નીતી

ભાગ પેહલો તથા બીજો.

**એમાં અવસ્તાવાણીની રૂડી સમજો, માયાકુલ ફરમાનોની**
**મીસલો, વગેરે આપીને ધરમની**
**મોતબરી સમજાવીછે.**

દરેકની કીંમત ચાર આના.

---

## દરફશે કાવાની

યાને

**કાવાનો બાદશાહી ઝુંડો.**

કીંમત દોઢ આનો.

---

**ધી. અરદેશરની કુંપની,**
ચોપડીઓ વેચનારા તથા પ્રગટ કરનારા,
**નં० ૧૮, ધોબીતલાવ, મુંબઈ.**

☞ જરથોસ્તી ધર્મને લગતી નવી અને સેકન્ડહેન્ડ ચોપડીઓ તથા સ્કુલ, લાઇબ્રેરી અને પ્રજાપ્યોગની નવી ચોપડીઓ ઉપલે ઠેકાણેથી મલશે. જરથોસ્તી ધર્મને લગતી સેકન્ડહેન્ડ ચોપડીઓ વેચાતી લેવામાં પણ આવશે.

---

## ÆSCH MEZAREPH OR PURIFYING FIRE.

**Collected from the Kabalah Denudata of Knorr von Rosenroth.**

PREFACE, NOTES AND EXPLANATIONS BY SAPERE AUDE.

**Cloth, 8 vo, price 2s. 6d. net.**